भारतमार्तण्डवेदान्तमहाचार्यपण्डितगट्टूलालजीग्रन्थमाला।

ग्रन्थाङ्कः १. २.

# मनोदूतकाव्यम् ।

मठेश-इन्द्रेशभट्टकृतम् ।

# हृदयदूतकाव्यम् ।

देवर्षिभट्टहरिहरकृतम् ।

गुर्जरानुवादसमेतं च ।

एतच्च

भगवद्धर्मपरायण पटवारी रणछोडदास वृन्दावनदास इत्येतैर्निजभ्रातु-सद्गत व्रजलाल वृन्दावनदास पटवारीत्यस्य स्मरणार्थे रक्षितद्रव्यतः 'मूलचन्द्र तुलसीदास तेलीवाला, बी. ए., एल्एल्. बी., वकील, हाइ कोर्ट, धीरजलाल व्रजदास सांकलीया, बी. ए., एल्एल्. बी., वकील, हाइ कोर्ट,' इत्येताभ्यां संशोध्य, मुम्बय्यां निर्णयसागरमुद्रणालये मुद्रयित्वा प्रकटीकृतम् ।

संवत् १९७९, श्रीवल्लभाब्दाः ४४४.

मूल्यमर्धमुद्रिका ।

# निवेदन.

પંડિત ગટ્ટૂલાલજીના નામની આ ગ્રન્થાવલીમાં પ્રથમ અને દ્વિતીય અંકનું પ્રાકટ્ય થાય છે. હૃદયદૂતકાવ્યનો ગુર્જર ઉપોદ્ઘાત સુવિસ્તૃત અને માર્મિક હોવાથી જેવો પં. ગટ્ટૂલાલજીએ પૂર્વ મુદ્રિત કર્યો હતો તેવો જ પ્રાયઃ અક્ષરશઃ મુદ્રિત કર્યો છે. કાવ્યરૂપ ગુર્જર ભાષામાં હૃદયદૂતનું સારરૂપ ભાષાન્તર પણ ઉક્ત પંડિતજીએ જ પૂર્વ મુદ્રિત કર્યું હતું, તેનું જ અત્ર પુનર્મુદ્રણ કર્યું છે. મનોદૂત કાવ્ય ગોકુલસ્થ ભટ્ટ મહેશ ઇન્દિરેશનું કરેલું છે. આ કાવ્યની એક જ પ્રતિ પ્રાપ્ત થયેલી, અને તે પણ સંતોષપ્રદ સર્વથા ન હતી. એટલે એના મુદ્રણમાં અમને સંતોષ જોઇએ તેવો થયો નથી. એ જ કારણથી અક્ષરશઃ અનુવાદ આપવો અશક્ય જણાયો. તેથી માત્ર સારરૂપ ઉપોદ્ઘાત અમે આપ્યો છે. બન્ને કાવ્ય ભગવદ્ભાવના વર્ધક છે. તેથી અમને આશા છે કે વૈષ્ણવો આ પુસ્તકનો આદર કરશે.

આ પુસ્તકનો મુદ્રણખર્ચ મોરબીના દિવાન ભગવદ્ધર્મપરાયણ રણછોડદાસભાઈ એ પોતાના નાના ભાઈના સ્મરણાર્થ સ્થાપેલી સાંપ્રદાયિકગ્રન્થમાલાના દ્રવ્યસંગ્રહમાંથી આપ્યો છે, તથાપિ પં. ગટ્ટૂલાલજીની માલામાં આ ગ્રન્થોને મૂકવા અનુજ્ઞા આપી છે તેથી તેમની ઉદારતાનું સ્મરણ કરીએ છીએ. અન્ય સજ્જનો પણ આવી નિરપેક્ષ ઉદારતાનું અનુકરણ કરશે એમ આશા છે. આ પુસ્તકનો અભીષ્ટ પ્રચાર વૈષ્ણવોમાં થાય તે ઉદ્દેશથી અમારી રણછોડદાસભાઇને વિનતિ છે કે એઓ આ પુસ્તકને ઉદારતાથી વૈષ્ણવોમાં વિના નોછાવરે વાંટશે.

ઉપસંહારમાં આ પુસ્તક શ્રીમત્પ્રભુચરણકમલમાં સપ્રેમ સમર્પીએ છીએ.

રામજયન્તી
સંવત્ ૧૯૭૯. } મૂલચંદ્ર તેલીવાલા.

# भा. मा. पं. गट्टूलालजीकृत प्रस्तावना.

આ નામનું કાવ્ય આ સંસ્કૃત ભાગમાં છાપ્યું છે. એનો કર્ત્તા હરિહરભટ્ટ નામનો કવિ છે. આ કવિ તૈલંગ વેલ્લનાટી જાતનો બ્રાહ્મણ એટલે શ્રીમદ્દ્વલ્લભાચાર્યજીનો સજાતીય ભટ્ટ છે. એ કવિનો જન્મ સંવત્ ૧૫૬૦થી ૧૫૭૦ ની વચમાં હોવો જોઇએ, અને સંવત્ ૧૬૨૫ વા તેથી કંઇક વર્ષ વધારે એ કવિ વિદ્યમાન હતો. શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સમયમાં પ્રયાગનીપાસે આવેલા અડેલ નામના ગામમાં તથા તેની નજીક આવેલાં નાનાં ગામોમાં સર્વ મળીને તૈલંગ બ્રાહ્મણોના ઘર સુમારે ૪૫૦ હતાં એમ કહેવાય છે. હાલ મથુરાસ્થ કહેવાતા ભટ્ટોમાં કોઈ કોઈ વંશનો ઇતિહાસ જણાવનાર એક "કુલપ્રબંધ" નામનો સંસ્કૃત ગ્રંથ છે. તેમાં કહ્યું છે કે, એક રાજાએ દેવર્ષિ ગ્રામ વગેરે સો ગામો બ્રાહ્મણોને આપ્યાં હતાં. તેમાંના મુખ્ય દેવર્ષિ ગ્રામમાં તે દાનગ્રાહી બ્રાહ્મણો વધારે રહેતા હતા. એ ગામ હાલ તો ઘણું કરીને ઉજ્જડ છે. તથાપિ પ્રયાગ માહાત્મ્યાદિ પુરાણ ભાગોમાં પ્રસિદ્ધ અલર્કપુર ( અડેલ ) ની પાસે "દેવરખીયા" આ નામની જગા ત્યાંના લોકોમાં હાલ પણ જાણીતી છે. આજથી દોઢેક વર્ષપર શ્રીનાથદ્વારના ટીકાયત શ્રીગોવર્ધનલાલજી મહારાજ પ્રયાગ કાશીયાત્રા કરવા પધાર્યા હતા. તેઓના અત્યંત આગ્રહથી મારૂં પણ તે તે સ્થળોમાં જવું થયું હતું. તે વખતે તપાસ કરતાં આ "દેવરખીયા" ગામનો પક્કો નિશ્ચય થયો છે. એ દેવર્ષિ ગ્રામમાંજ પૂર્વકાળમાં જે તૈલંગ બ્રાહ્મણો મુખ્યતાથી રહેતા હતા તેઓનું ઉપનામ[1] પણ "દેવર્ષિ" થયું. આજે પણ એ ઉપનામના બ્રાહ્મણો મથુરાસ્થ ભટ્ટોમાં છે. શ્રીવિઠ્ઠલનાથજી ( શ્રીગુસાંઈજી )ના ઉત્તર વયના સમયમાં સુમારે સંવત્ ૧૬૨૧-૨૨ માં તૈલંગ ભટ્ટ જ્ઞાતિમાં કાંઈ કારણસર બે તડ પડ્યાં છે. તેમાંનું એક તડ ગોકુલસ્થ અને બીજું મથુરાસ્થ કહેવાય છે. તે તડ પડતી વખતે આ દેવર્ષિ

---

૧ અવટંક—અટક.

ગ્રામવાસી બ્રાહ્મણો મથુરાસ્થ તડમાં રહી ગયા છે. તેનો પૂર્વ પુરૂષ આ કવિ હતો. તે શ્રીમદ્દવલ્લભાચાર્યજીનો શિષ્ય હતો આમ ઐતિહાસિક બાબતો ઉપરથી જણાય છે. તે ઉત્તમ કવિ અને સારો પંડિત હતો. શ્રીગુસાંઇજીના સમયમાં પણ ઘણા વર્ષો સુધી તે વિદ્યમાન હતો અને વાદીઓ સાથે શાસ્ત્રાર્થોના પ્રસંગોમાં એ પણ હમેશ ઉપયોગી થતો હતો. શ્રીગુસાંઇજીએ સાત બાલકો વગેરેપર લખેલા કેટલાએક પત્રોમાં "**हरिहरब्रह्मानंदादिषु नतयः**" આમ આ વિદ્વાનને નમસ્કાર લખ્યા છે.

શ્રીઆચાર્યજીના સમયમાં **મદન** નામનો એક ઉત્તમ કવિ અને સારો વિદ્વાન્ કવિતા વગેરેમાં અનેક ઠેકાણે જય મેળવતો આચાર્યજીનું યશ સાંભળી અડેલ આવ્યો હતો. તેની સામે કવિતા વગેરેના વાદમાટે આ હુરિહર ભટ્ટને સિદ્ધ કર્યો, ત્યારે સભામાં **મદને** હુરિહર ભટ્ટને આ અર્ધો શ્લોક કહ્યો :–

**हरिहर परिहर गर्वं कविगजराजांकुशोऽस्मि मदनोऽहम् ।**

અર્થ—હે હુરિહર! ગર્વ સર્વથા છોડ. મોટા મોટા કવિરૂપી ગજરાજોને પણ વશ કરનાર અંકુશરૂપ હું મદન છું.

આ શ્લોકનું ઉત્તરાર્ધ **મદન**ના મુખમાંથી ન નિકળ્યું તેટલામાંજ શીઘ્ર હુરિહરે ઉત્તરાર્ધ આ અર્ધો શ્લોક કહ્યો :—

**मदन विमुद्रय वदनं हरिहरचरितं न जानासि ॥**

હે **મદન**! વદન એટલે ભાષણ અથવા મુખજ વિશેષ બંધ કર. હજી તું હુરિહર ચરિત્ર એટલે વૈષ્ણવો તથા શૈવોને અવશ્ય જાણવાનું શ્રીહરિ ને હર ( શિવજી ) નું ચરિત્ર, બીજા પક્ષમાં હુરિહર નામના કવિનું ચરિત્ર જાણતો નથી.

આ શ્લોકમાં બીજી પણ અર્થની ખૂબી રહેલી છે. "અમર" વગેરે કોશોમાં "**संख्यावान् पंडितः कविः**" એવું પંડિતોનું પણ સામાન્ય નામ છે. કવિયો અને વિદ્વાનો હાથીની માફક પોતાના આનંદમાં મગ્ન અને સ્વતંત્ર હોય છે, પરંતુ **મદન** એટલે કામ એવી વસ્તુ! અંકુશની પેઠે તેને પણ

સર્વથા વશ કરે છે. હું મદન છું માટે સર્વ કવિ વિદ્વાનોને વશ કરનાર છું, આવો મદનનો અભિપ્રાય જણાય છે. તે જાણી હરિહર ભટ્ટે **हरिहरचरितं न जानासि"** એમ કહ્યું છે. તેનો ગૂઢ અભિપ્રાય આ કે, મૂળ કામદેવ વાસુદેવનો એક અંશ છે અને શિવજીએ તો તેની દુર્દશાજ કરી હતી. ફરીથી દેહ પામવામાટે શ્રીહરિને શરણે ગયો ત્યારે પ્રદ્યુમ્ન અવતારમાં દેહ યુક્ત થયો. આ વાત ભાગવતના દશમ સ્કંધના ૫૫ મા અધ્યાયમાં

**कामस्तु वासुदेवांशो दग्धः प्राग्रुद्रमन्युना ।**
**देहोपपत्तये भूयस्तमेव प्रत्यपद्यत ॥**

આ એક શ્લોકમાં પણ સંક્ષેપે કહી છે. માટે મદનનું જોર જો કે બીજા સર્વપર ચાલે તો પણ હરિહર આગળ ચાલવાનું નથી. એકલા હરિ વા હર હોય તો પણ તેનું બીલકુલ ચાલે નહિ, ત્યારે હરિ ને હર બે સાથે મળ્યા હોય ત્યાં તો મદનનું કાંઈ પણ ચાલવાની આશાજ શી?

પછી હરિહરભટ્ટે કવિતા વગેરેમાં તેને જીત્યો હતો. તે ઇતિહાસનો ઉપર લખ્યો શ્લોક પ્રસિદ્ધ છે. તે આ "હૃદયદૂત" ની સમાપ્તિ પછી પણ લખ્યો છે. કવિયે બીજા પણ ગ્રંથો લખેલા સાંભળ્યા છે. જેમ "હરિહરસુભાષિત" વગેરે. એના એક ગ્રંથનું નામ બાબુ રાજેંદ્રલાલ મિત્રની સૂચિમાં પણ લખેલું છે.

આવાં "દૂત" નામનાં કાવ્યો કેટલાએક કવિયોએ કરેલાં ઘણાં છે. આ જાતનું કાવ્ય પ્રથમ કાલિદાસેજ કરેલું હોય એમ જણાય છે. પૂર્વ કવિકૃત "દૂત" કાવ્ય અદ્યાપિ અમે દીઠું નથી. કાલિદાસનું "દૂત" કાવ્ય "મેઘદૂત" નામનું પ્રસિદ્ધ છે. તેમાં પણ એવો ઇતિહાસ છે કે કુબેરનો નોકર કોઇ યક્ષ કુબેરનો શાપ થવાથી રામગિરિ નામના પર્વતમાં વર્ષપર્યંત રહ્યો હતો. ચાતુર્માસના આરંભમાં ચઢેલા મેઘને જોઇને એકદમ પોતાની પ્રિયાના વિરહાક્રાંત થએલા તેણે તેજ મેઘને દૂત માની કુબેરની અલકાપુરીમાં રહેલી પ્રિયાને અનેક પ્રકારનો સરસ અને પોતાની પીડા પ્રકટ જણાવનારો સંદેશ કહેવડાવ્યો છે. અલકાપર્યંત જવામાટે રસ્તો પણ ઉત્સુકતાથી પોતેજ મેઘને બતાવ્યો છે. આ જાતનાં કાવ્યો શ્રીયુત કૃષ્ણચૈતન્યાચાર્યના

અનુયાયી ગૌડીઆ લોકોનાં રચેલાં ઘણાં છે. રૂપગોસ્વામીનું રચેલું "હંસદૂત" કાવ્ય છે. તેમાં એવી કથા છે કે જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર મથુરા પધાર્યા ત્યારથીજ શ્રીરાધિકાજી અનેક આવર્તોથી અગાધ ચિંતા નદીમાં નિમગ્ન થયાં હતાં. અત્યંત ખેદાતુર પોતાના ચિત્તને જરા વિનોદ આપવા એક દિવસે સખીસમૂહસહિત શ્રીયમુના તીર ઉપર સહજ ફરવા ગયાં. તેટલામાં તે પુલિનના એકાંત સ્થળમાં ઘણા સમયસુધી પરિચયમાં આવેલો પોતાના વિહારનો એક કુંજ મંડપ દીઠો. તેને જોતાંજ તેમાં અનુભવેલો આનંદ સ્મરણમાં આવવાથી પ્રદીપ્ત થએલી વિરહવેદનાએ મૂર્છિત થઇ રેતી ઉપર પડી ગયાં. તે જોઇ ગભરાયલા સખી સમૂહે તરત શીતળ કમળના પત્રરૂપ પંખાથી પવન ઢોળી કાંઇક સાવધાન કરી એક પુષ્પશય્યા ઉપર પોરાઢ્યાં; અને તેઓનેમાટે જળ લેવા જતાં લલિતા સખીએ એક હંસ દીઠો. વિરહવેદનાથી અને પ્રિય સખીના અતિકષ્ટથી વિશેષ વ્યથિત લલિતા સખીએ ધીરાં ધીરાં પગલાં ભરી તે હંસને પકડી લીધો અને તેને દૂત માની, મથુરા જઈ શ્રીકૃષ્ણને કહેવાના સંદેશો તે પ્રત્યે કહ્યા તથા મથુરા જવાનો માર્ગ પણ મધ્યપાતી સ્થળોના કાંઇક વર્ણનસહિત કહી સંભળાવ્યો. આ કાવ્ય ઘણુંજ મધુર અને ભક્તિરસભરિત છે. ઘણા વર્ષો પૂર્વે મૂળમાત્ર અશુદ્ધિવાળું છપાયું હતું, પરંતુ હાલ પ્રાયઃ તે દુર્લભ થયું છે. તેમજ "ઉદ્ધવદૂત," "પદાંકદૂત" "પવનદૂત" વગેરે કાવ્યો આ જાતનાં છે.

આ "હૃદયદૂત" કાવ્યનાં ૧૧૫ શ્લોક છે. તેમાં ૧૧૪ વસંતતિલકા વૃત્તના છે અને છેલ્લો એક સ્રગ્ધરા વૃત્તનો છે. એના પહેલા શ્લોકમાં કહ્યું છે કે, સર્વ જગત્ના અધિપતિ શ્રીકૃષ્ણનો દૈવર્ષિમાં રહેલો કોઇએક દાસ સર્વ વિષયોથી વૈરાગ્ય પામી પોતાના પ્રભુના પાદારવિંદ દર્શનમાટે ઉત્કંઠિત થઇને કોઈ વખતે પોતાના હૃદયને દૂત કરી તેને કર્તવ્ય પ્રયોજનની યોજના કરી આ સમાચાર કહેવા લાગ્યો. આમ કહી પ્રથમ હૃદયને સમજાવી વૃંદાવનમાં વિહાર કરતા શ્રીરાધિકાસહિત શ્રીકૃષ્ણ પાસે દૂતપણાથી જવાની પ્રાર્થના કરી. અને તેને

જવાનો રસ્તો પ્રથમ પ્રયાગથી આરંભી મથુરાસુધીનો, વચમાં ઉત્તમ ઉત્તમ તીર્થ સ્થળોવાળો બતાવ્યો, અને વૃંદાવનમાં જઇ શ્રીરાધાકૃષ્ણને ઓળખવામાટે તેઓનું કાંઇ અંગ વર્ણન કરી તેઓને કરવાની પ્રાર્થના કહી સાંભળાવી. આ શ્રીરાધાકૃષ્ણના વર્ણનમાં તથા પ્રાર્થનામાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજી સંમત શુદ્ધાદ્વૈતપૂર્વક શુદ્ધ નિર્ગુણભક્તિ શ્રીહરિને સર્વસ્વ નિવેદનવાળી સ્પષ્ટ દેખાય છે.

આ કાવ્યનો છેલ્લો શ્લોક આ છેઃ—

આ પુસ્તકને અંતે આ શ્લોક કહ્યો છેઃ—

शिक्षाविधिः पुनरयं त्वयि मामकीने
नागंतुमर्हसि विहाय तदंघ्रिसेवाम् ।
यत्त्वानुरक्तमवबुध्य स मां कदाचि-
दाकारयेन्निजपदांबुजदर्शनाय ॥ ११४ ॥

હે હૃદય! તને મારી તરફથી શીખામણનો પ્રકાર ફરી ફરીને કહેવાનો એજ છે કે, ત્યાં તેઓની પાસ પહોંચ્યા પછી તેઓના ચરણકમળની સેવા છોડી તું પાછું આવવા યોગ્ય નથી. નિરંતર તારા ત્યાં નિવાસથીજ મારો મતલબ સરશે. તને દૃઢ આસક્ત થએલ જોઈ કદાચિત્ તે શ્રીકૃષ્ણ કૃપા કરી મને પણ તારી સીફારસથી પોતાના ચરણકમળના દર્શન માટે બોલાવી લેશે.

શ્રીઆચાર્યજીની આજ્ઞા છે કેઃ—

सदा सर्वात्मना सेव्यो भगवान् गोकुलेश्वरः ।
स्मर्तव्यो गोपिकावृंदे क्रीडन् वृंदावने स्थितः ॥

ઐશ્વર્યાદિ ગુણપૂર્ણ ગોકુલેશ્વર નિસ્સાધન અજ્ઞાનોના પણ ઉદ્ધાર કરનારા શ્રીકૃષ્ણની સર્વદા સર્વ પ્રકારે સેવા કરવી અને વૃંદાવનમાં વ્રજસ્થ ભક્તોના સમૂહમાં ક્રીડા કરનાર સ્વરૂપનું તો નિરંતર સ્મરણજ કરવું. અર્થાત્ સર્વદા સેવા તો બાળચરિત્ર વગેરેના ભાવથીજ કરવી.

સ્મરણ આ કેવળ હૃદયનોજ ધર્મ છે, માટે એ આજ્ઞા ઉપરથી આ કવિએ હૃદયરૂપ દૂતને વૃંદાવન મોકલવા પ્રયત્ન કર્યો અને અંતે

નિરંતર ત્યાં રહીં તેમના ચરણકમળની સેવા કરવા ભલામણ કરી. એટલે નિરંતર સ્મરણ તો સિદ્ધ થયું. તેમ થવાથી શ્રીકૃષ્ણ કૃપા કરી કદાચિત્ મને અપરોક્ષ દર્શન દેશે એવી આશા બાંધી. આ ઉપરથી ફલરૂપ માનસી ભક્તિ થશે ત્યારે સર્વદા અપરોક્ષ દર્શન થશે આમ સ્પષ્ટ જણાવ્યું. માનસીનું લક્ષણ "**सिद्धांतमुक्तावलि**" માં એ કહ્યું છે કે "**चेतस्तत्प्रवणं सेवा**" ચિત્ત સર્વદા ભગવાન્‌માં પરોવાયલું રહે–ત્યાંથી કોઈ પણ વખતે જરાએ ચળે નહિ એજ માનસી સેવા. આ કાવ્યનો છેલ્લો શ્લોક આ છે:—

**इत्थं संदिश्य दासो हृदयमथ हरेः पादपद्मावलोक-**
**व्याख्याताशोकताख्याभिलषितपदवीं लाभहेतोर्विसृज्य ।**
**प्रायेणैतत्प्रतीक्षारसविवशमतिः केवलं तत्सपर्या**
**पर्यायारंभपर्याकुल इह विषये नोन्मुखीभावमेति ॥ ११५॥**

શ્રીહરિનો દાસ પોતાના હૃદયને આ રીતે સમાચાર કહીને શ્રીહરિના પદપદ્મની સર્વદા અપરોક્ષ દર્શનરૂપ અભિલષિત અશોક પદવી–પરમ મુક્તિ–ના લાભમાટે હૃદયને તે તરફ મોકલી ઘણું કરીને એ લાભની વાટ જોતો મનોરથ રસથી પરવશ બુદ્ધિવાળો કેવળ વારંવાર તેઓની સેવાના સમારંભથી પર્યાકુળ–અવકાશરહિત–થએલો અને અપરોક્ષ સેવા કરવાનો મારો વારો ક્યારે આવશે આમ આકુળ રહેલો આ જગત્‌ના વિષયમાં પાછો ઉન્મુખ થતો નથી.

ઉપર લખેલી આચાર્ય આજ્ઞાના પૂર્વાર્ધમાં સૂચવેલી તનુજા વિત્તજા સેવા માનસીનું સાધન છે, તે તથા "**भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ।**" ઇત્યાદિ સ્થળમાં ભગવત્પ્રાપ્તિનું મુખ્ય સાધન જણાવેલી ભગવદ્‌ભાવના આ શ્લોકોમાં સ્પષ્ટ દેખડાવી છે.

આમ આ કાવ્યના પૂર્વાપર સર્વાંશનો વિચાર કરતાં શ્રીમદ્ વલ્લભાચાર્યસંપ્રદાયને અનુસારી એ કાવ્ય છે એમ સાફ સિદ્ધ થાય છે. આ શ્લોકમાં હરિનો દાસ આમ કહેવાથી અને આરંભના શ્લોકમાં પણ જગદીશ્વરનો દાસ એમ કહેવાથી "હરિહર" એ

પોતાના નામનો પણ પોતે માનેલો અર્થ તે કવિયે સૂચવ્યો હોય આમ જણાય છે. તે અર્થ આઃ—

हरति प्रापयतीति हरः हरेर्हरो हरिहरः ।

હરિનો હર એટલે તેઓની ઇચ્છા પ્રમાણે વસ્તુઓ આમની તેમ લઈ જનારો દાસ.

આ કાવ્યના ૭૭ મા શ્લોકમાં તુલસીની લાંબી કંઠી અને લલાટમાં ગોપીચંદનનાં શંખ ચક્ર વગેરે છાપાનું વર્ણન શ્રદ્ધાપૂર્વક કર્યું છે, તેથી તે કવિ કંઠી વગેરે ધારણ કરનારો સ્પષ્ટ જણાય છે. આથી પણ આ વૈષ્ણવસંપ્રદાયનો હતો એ વાત નિઃસંશય થાય છે.

શ્રીકૃષ્ણ ચૈતન્યાનુયાયી ગોડીઆ વૈષ્ણવોમાં જ્યારે દૂતકાવ્યો છે ત્યારે આપણામાં પણ કાં ન હોય? આ હોંસ પૂરી પાડવા અને મુખ્યતાથી પોતાના હૃદયનો ખરો ભક્તિઉદ્રેક શ્રીહરિને નિવેદન કરવા હરિહર કવિયે આ કાવ્ય રચ્યું જણાય છે, પરંતુ આવું પ્રાચીન અને નાનું સરખું કાવ્ય પણ શિષ્યકૃત છે માટે આ સંપ્રદાયમાં બીલકુલ પ્રસિદ્ધ રહ્યું નથી. "આર્યસુધર્મોદય" સભામાં "વૈષ્ણવવિદ્યા" સંબંધી વ્યાખ્યાનોમાં મારા તરફથી જણાવવામાં આવ્યું હતું કે પાછળા કાળમાં આ સંપ્રદાયના ગ્રંથોની ઘણીજ અવ્યવસ્થા થઇ છે. અને શિષ્યકૃત ગ્રંથો તો કેવળ નકામા ગણી નષ્ટ પ્રાયઃ કરી નાંખ્યા છે. તે વાતની આ ગ્રંથપણ એક નિશાની છે.

એક બીજા ભટ્ટજીનું કરેલ "મનોદૂત"[1] નામનું કાવ્ય પણ કાંકરોલીના વર્ણનનું ઘણુંજ નાનું છે તેને તો પ્રસિદ્ધ થવાની આશાજ શી?

આ ગ્રંથની એકજ પ્રતિ અને તે પણ ઘણી અશુદ્ધ અમારા પ્રીતિપાત્ર શાસ્ત્રી શ્યામજી વાલજીને નાથદ્વારના પુસ્તકસંગ્રહમાંથી ભગવદ્દઇચ્છાએ હાથ લાગી. તે ઉપરથી શ્રમ કરી બનતાસુધી શુદ્ધ કરીને એક પ્રતિ તેઓએ લખી લીધી હતી. તે અમને આપી છે, પરંતુ એકજ પ્રતિ ઉપરથી અશુદ્ધ ગ્રંથ મનઃકલ્પિત શુદ્ધ પાઠો કરી કેમ છાપવો આ સંશય રહેતો હતો. તેટલામાં ભગવદ્દઇચ્છાથી અમારા પુસ્તક સંગ્રહમાં પણ પ્રથમના ચાર શ્લોક રહિત એક પ્રતિ,

૧ મનોદૂત ઇન્દિરેશ ગોકુલસ્થભટ્ટકૃત અત્ર મુદ્રિત કર્યું છે.

પ્રથમ પ્રતિ કરતાં કાંઈ શુદ્ધ મળી આવી. આ બેઉને મેળવતાં કવિકૃત શુદ્ધ પાઠનો નિશ્ચય કરી કવિનું તાત્પર્ય જણાવવા માટે "ભાવવિવેક" નામના અતિ સૂક્ષ્મ નવીન વ્યાખ્યાન સહિત આ ગ્રંથ છાપી પ્રસિદ્ધ કર્યો છે. એ ગ્રંથ ઘણો રમણીય છે. સંસ્કૃત જાણનારા પોતે તે વાંચી જોશે અને તે ન જાણનારા પણ સંસ્કૃત સમજનારા પાસે વંચાવી અર્થ સાંભળશે તો તેઓને ઘણોજ ભગવદ્દભક્તિયુક્ત આનંદ થશે.

મૃત થએલા કવિયોનું, તેઓના કરેલા ગ્રંથોનો પ્રસાર કરવો આ પુનરુજ્જીવન છે. આ હરિહરભટ્ટનું ઉજ્જીવન કરાવવાનું પુણ્ય અમારા શ્યામજીએ લીધેલું છે. જ્યાંસુધી એ કવિના ચરિત્ર દિગ્દર્શન પૂર્વક આ ગ્રંથ પ્રસિદ્ધ થયો ન હતો ત્યાંસુધી આ સંપ્રદાયમાં પણ કોણ જાણતું હતું કે હરિહરભટ્ટ નામનો કોઈ સારો વિદ્વાન્ કવિ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો શિષ્ય હતો અને તેના કરેલા ગ્રંથો કયા ખુણામાં કે ઊંદરના દરમાં ભરાઇ રહ્યા છે ?

આ કવિએ કાવ્યના બીજા શ્લોકથી હૃદયને કહેવાનો આરંભ કર્યો છે તેનો ભાવાર્થ એ છે કેઃ—

હે હૃદય ! બુદ્ધિ અને તું બે મારા સહાયક છો, પરંતુ નવ યૌવનના વૈભવથી સ્ત્રી જાતિ બુદ્ધિનો પ્રકાશ લીન થયો છે, તેથી હું ઘણો અસહાય દીન થયોછું. તારાથી બીજું કોઇપણ ચતુર અને ઉત્તમ હું જોતો નથી, માટે આ રહસ્ય વાત તારી આગળ નિવેદન કરૂં છું. આપણી પાંચ ઇંદ્રિયો છે, પરંતુ તેતો કેવળ વિષયમાંજ તત્પર થઇ રહી છે, અને મારા મનસુબાને તરત તોડી પાડવાની તૈયારી કરે છે, માટે ભલે તેને ન ગમતું હોય તોપણ તું તો સર્વ કરવાને સમર્થ છે. તેવા સમર્થ તેં પોતેજ પૂર્વાપર તર્કથી નક્કી કરી મારો મતલબ સિદ્ધ કરવોજ જોઇએ. અહો, મોટા ભાઈ, શ્રેષ્ઠતમ હૃદય ! આ કામમાં તનેજ તસ્દી મારે આપવી જોઈએ. બીજા કોઈથી પણ એ કામ પાર પાડી શકાય તેવું નથી, કમળોમાં પ્રીતિ, રસજ્ઞ ભ્રમર સમૂહનીજ થાય છે. ગોબરના કીડાઓની કદીપણ થતી નથી. ધીર ધીર સમીરથી[1] ઉછળતા શ્રીયમુનાના નીરના છાંટા જે વનમાં તીરભાગ ઉપર તાપ હરનારા પડ્યા

---

૧ વાયુ.

કરે છે, તે વૃંદાવનમાં તને મોકલવા ધારૂં છું. જ્યાં સર્વ મનોરથ પૂરનારો શ્રીરાધાકૃષ્ણનો વિહાર નિરંતર શોભે છે. હાલ તારે પ્રવાસ જવાના સમયમાં માર્ગમાં[1] સન્મુખ સતી શ્રદ્ધા રહેલી છે, તેથી સારા શકુન થાય છે. આ ઉપરથી જણાય છે કે તારે એકલું જાવું નહિ પડે, પણ શાંતિને સાવધાન સાથે રાખી એક વિવેક ઠેઠસુધી તારો સથવારો પૂરાવશે.[2] તને ચાલવાના સ્વાભાવિક બે રસ્તા તો જાણીતાજ છે. એક વામ[3] (ડાબો) અને બીજો દક્ષિણ (જમણો). હાલ વામમાર્ગ છોડી દક્ષિણ[4] માર્ગેજ બહાર નીકળજે. જો વામમાર્ગમાં ચાલીશ તો મદન, મદ, મોહ, મત્સર વગેરે માર્ગમાંના લૂટારાથી અહિતકારી પરાભવ પામીશ. હે ચિત્ત! ચાલવાની શક્તિ તો તારી ઘણી ઉત્તમ છે. તારી ખરી શક્તિ તું તપાસે તો એક પલકવારમાં વિસ્તીર્ણ ચૌદે લોકને ઉલ્લંઘી જંવા તું સમર્થ છે. તોપણ હાલ જવાલાયક જે રસ્તો જરૂરનો જણાય છે તે જાણી લે, પછી મારા તરફના સંદેશા સાંભળજે.

આહીંથી જતાં પ્રથમ તો કાળી કાળી કલિંદ કન્યાની લહેરોસાથે મળેલી શ્રીગંગાનાં દર્શન તને થશે.[5] જે શ્રીગંગા કાળાં કાળાં વાદળ વચ્ચેથી નીકળતી દુધ તુલ્ય ઉજ્જવળ કલાધારની કલા જેવી જણાય

---

૧ ચાલવાના રસ્તામાં પતિવ્રતા સૌભાગ્યવતી સામી મળે તો તે શકુન છે. ખરૂં જોતાં માર્ગ એટલે ભક્તિમાર્ગમાં સતી એટલે સાત્વિકી શ્રદ્ધા આ વખતે સન્મુખ રહેલી છ, તેથી સારૂં થવાને પક્કો સંભવ છે.

૨ આ ઠેકાણે હૃદયદૂતને સહાયક એક વિવેકજ એ કવિએ કહ્યો છે તે ઉપરથી આ "હૃદયદૂત" ની સહાયતામાટે "ભાવવિવેક" સિદ્ધ કરી આપ્યો છે.

૩ વેદવિરુદ્ધ કેવળ તંત્રનો માર્ગ તે વામમાર્ગ કહેવાય છે. આ માર્ગના સાધનોથી કામ ક્રોધાદિક ઘણા વધે છે.

૪ વેદાનુસારી માર્ગ દક્ષિણ કહેવાય છે.

• ૫ પ્રયાગને પેલેપાર કાશી તરફ આવેલ ગામ છે, તેની નજીકમાં દેવરખીયા છે, માટે ત્યાંથી વૃંદાવન જતાં સુમાર ? એક કોસ ઉપરજ તરત પ્રયાગ મળે છે, તે ઉલ્લંઘ્યાવિના વૃંદાવન જવાનો બીજો નજીકનો રસ્તોજ નથી.

છે. પ્રયાગ સર્વ તીર્થોના રાજા છે. આ ધોળી અને કાળી બે નદીઓ અનેક તરંગરૂપ વાળવાળાં રાજચિહ્નરૂપ બે ચામર છે. આ મોટા રાજાના દર્શનનો લાભ લેતાં તું મને પણ કૃતાર્થ કરી શકીશ.[૧] કારણ કે વેદથી આરંભી સર્વ પ્રાચીન ગ્રંથોમાં પ્રયાગનું મોટું માહાત્મ્ય કહ્યું છે. જે ગંગાજી સ્નાન પાનાદિકથી પવિત્ર કરનાર કહ્યાં છે, તે શ્રીયમુનાજીના સમાગમ પછી દર્શનમાત્રથી મહા પાતકને પણ દૂર કરે છે એમ કહ્યું છે. ગંગાયમુના ઉતરી તે બંનેના તીરપર અક્ષયવટની તળે તું બે ઘડી વિશ્રામ કરજે. થાકેલા વટેમાર્ગુ છાયાવાળાં મોટાં વૃક્ષો તળે વિસામો લે એ પ્રસિદ્ધ છે. શ્રીગંગાયમુનાના તરંગોથી શીતળ અને પવિત્ર પવનોથી તારો સર્વ શ્રમ દૂર થશે. પ્રલયકાળમાં એજ વટના પત્રપર પ્રભુએ શયન કીધું હતું. પ્રલયાર્ણવમાં પરિભ્રમથી પરિશ્રમ પામેલા માર્કંડેયનો પણ શ્રમ આ વટદર્શનથી દૂર થયો હતો. માટે ત્યાં વિશ્રામની જરૂર છે. વિશ્રાંત થયા પછી ત્યાં થોડો વખત જાય તો હરકત નહિ, પરંતુ તે પ્રયાગપુરમાં સજ્જનોનો સમાજ સારી શ્રદ્ધાથી જોજે. કેટલાએક શુદ્ધ વૈદિકધર્મવાળા અગ્નિહોત્રાદિ યજ્ઞકર્મનિષ્ઠ, મોટા અગ્નિકુંડોમાં હવ્યો હોમી તેના ધૂમની ધારા ધૂમધામથી દેવધામપર્યંત પહોંચાડી ઇંદ્રને પણ આનંદિત કરે છે. જે હોમના ગંધસંબંધી મનુષ્યો પણ ઉત્તમ ગતિનાં પાત્ર થાય છે. વળી બીજા વૈરાગ્યવાન્ શ્રેષ્ઠ સંન્યાસીઓ પોતાના ત્રિદંડપર પવિત્ર વસ્ત્ર ખંડ બાંધી જાણે મુક્તિપદ જવાની ધ્વજા ફરકાવી ફરતા હોય તેવા છે, તેને પણ જોજે. કાક વગેરે ક્રૂર પક્ષીઓની પણ પવિત્ર વૈદિકોએ આપેલા કાકબલિ વગેરે ભાગ ખાવાથી એટલી શુદ્ધ બુદ્ધિ ત્યાં થાય છે કે જેથી તેઓપણ અપવિત્ર વસ્તુની વાસના છોડી રહ્યાં છે.

અહો હૃદય! આ મહાત્માઓના દર્શન કર્યા પછી ત્યાંથી તરત ચાલજે. રસ્તામાં કોઇપણ ઠેકાણે જરાબી રોકાવું નહિ. એ મુલકનાં અનેક કૌતુકો છે. જો તેમાં તું લપટાઇશ તો મારો નાશ થશે. કપિલ મુનિના કોપાનલથી દગ્ધ થયેલા સગરસુત ક્ષત્રિયોને ટેકથી તારનાર

---

૧ શ્રીમદ્ ભાગવતના પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે મોટાઓની સેવાથી તથા પવિત્ર તીર્થોના સેવનથી ભગવાનમાં ભક્તિ ઉપજે છે.

શ્રીગંગાનું ફરી રસ્તામાં તને દર્શન થશે. તે ઉતરીશ કે તરત ઉત્તર-સંગવેર? નામનું પવિત્ર પુર પેખીશ. તેના દર્શનથી તને ફરી દૃઢ વૈરાગ્ય અને સ્વીકારેલી વાત પાર પાડવાની હીંમત વધારે થશે. પોતાના પિતાની પ્રતિજ્ઞા પાર પાડનાર અને પરમપ્રિય જનકતનયા અને લક્ષ્મણસહિત શ્રીરામચંદ્રે ઉદ્દંડ પ્રચંડ રાક્ષસોથી ભરેલા દંડકારણ્યમાં જવામાટે તેજ પુરમાં વટક્ષીરથી જટાજુટ બાંધી દૃઢ કર્યો. જો કે જરા વધારે ચાલવું પડશે તોપણ બીજા પાપ પ્રદેશોમાં ન ફરતાં તેજ ગંગાજીને તીરે તીરે તું જજે. ત્યાં સૌકરક્ષેત્ર (સોરમનો ઘાટ[1]) તારી નજરે ચઢશે. એ પવિત્ર સ્થળમાં નિયમપૂર્વક દેહ ત્યાગ કરનારા મનુષ્યો ભગવદ્ધામ પામી શકે છે. ત્યાંથી સૂધો વ્રજનો રસ્તો છે. તે રસ્તે જલદીથી જતાં તરત એ પુરી (મથુરા) તારા જોવામાં આવશે કે જે ઠેકાણે શ્રીરામના કનિષ્ઠ ભ્રાતા શત્રુઘ્ને અતિ બળવાન્ લવણાસુરનું મસ્તક શ્રીરામે આપેલા અલૌકિક બાણે કરી કંઠ કાપી પાડયું હતું. આ (મથુરા પુરીનું કેટલુંએક લાંબુ વર્ણન તે કાવ્યમાં છે, પરંતુ તેમાંના કોઈ કોઇ ભાગોજ અહીં જણાવીએ છીએ. સંપૂર્ણ આનંદ લેવાની ઇચ્છાવાળાઓએ સંસ્કૃત ભાગમાં જોવું.) એ પુરીનાં ઘણાં ઉંચાં ઘરોના કેટલાએક શ્યામરંગનાં શિખરોને મેઘ માનનારા મયુરો તે ઘરોના ઉપરના મજલામાં મોટા મૃદંગોપર પડતી થાપીનો અવાજ જયારે સાંભળે છે ત્યારે મેઘની ગર્જના માની વગર ચોમાસે નાચવા લાગે છે. એ પુરીનું ઉત્તમ સંગીત સાંભળીને શ્રેષ્ઠ શોભા જોઇ મોટા મોટા મહેલો ઉપર રહેલી ધ્વજાઓ વસ્ત્રના રૂપથી પોતાનું મસ્તક ડોળાવતી હોય એમ જણાય છે. એ પુરીનું બાહેરથી દર્શન થાય ત્યારે પ્રથમ પવિત્ર તેની ધૂલી સર્વ અંગોને સ્પર્શ કરે તેમ સાષ્ટાંગ પ્રણામ ભક્તિપૂર્વક કરી "મોટાં ભાગ્યથી ભગવદ્દજન્મ ભૂમીનાં આજ દર્શન થયાં" આમ ભક્તિથી પોતાને ધન્ય માની પછીજ તે પુરીમાં પ્રવેશ કરવો. આ પુરી પરમ પવિત્ર છે, પરંતુ

---

૧ વરાહરૂપ ભગવાનના રોમ વિશેષ પવિત્ર છે. એ રોમમાંથી કુશ અને કાશની પેદાશ થઇ છે, તેથી તેનું નામ સુરોમા કહેવાય છે. એ સુરોમાનું ક્ષેત્ર સૌરમ અને તેનું અપભ્રંશ સોરમ.

તેના પ્રત્યેક મોટા મોટા રસ્તાઓમાં ફરવાનો શોખ કરીશ નહિ, નહિ તો ઉદ્દામ[1] કામ વિલાસનું ધામ વામલોચના તરુણિયોના સપાટામાં આવ્યા પછી તને નીકળવું ઘણુંજ મુશ્કેલ પડશે. (આ ઠેકાણે શૃંગાર વર્ણન અને ત્યાંના વાસીઓના વિલાસનું થોડું એક વર્ણન આપ્યું છે.) તે પુરીમાં તરુણ અને તરુણિયોના પરસ્પર પ્રેમાલાપોનું શ્રવણ કરી યાદ રાખી લેનારા શુક સારિકાઓ દિવસમાં પણ તે ગોખ્યા કરે છે. તે લોકોને લજાવનાર થઈ પડે છે. તું કદાચિત કહીશ કે, જ્યારે આવું ભય હોય ત્યારે તે પુરી અંદર જવાનીજ શી જરૂર છે? પરંતુ જવાની તો જરૂર છે. તેના પ્રયોજન કહું છું.

સર્વવ્યાપક શ્રીહરિ પોતાને આચ્છાદિત કરનારી માયાને એકદેશમાંથી હઠાવી સુંદર ચાર ભુજથી અને શ્રીવત્સલાંછન કૌસ્તુભમણિ વગેરે ઐશ્વર્ય ચિન્હોથી વિરાજિત જે ઠેકાણે પ્રકટ થયા છે, તે અકલ્પિત ભગવજજન્મસ્થળ, જોઇતો સમય ગાળીને પણ સારી રીતે જોઇશ. તે જન્મસ્થળની પરિક્રમા કરી વારંવાર સાષ્ટાંગ પ્રણામ ભક્તિપૂર્વક કરજે. તે સ્થળમાં એ આશ્ચર્ય છે કે શ્રીકૃષ્ણના અને ભગવદ્‌ભક્તોના ચરણસંબંધી રજથીજ રજ (રજોગુણ) ને ધોઈ શુદ્ધ થવાય છે. તે મથુરામાં જેના ગળામાં તુળસી કાષ્ઠની દીર્ઘમાલા ન હોય અને જેના ભુજ લલાટ વગેરેમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ વગેરે છાપાં ગોપીચંદનનાં કરેલા ન હોય, શ્રીકેશવના ચરણ કમળમાં જેણે પરમ પ્રેમ ન બાંધ્યો હોય, એવા કોણ છે? કાલા આંધળા અથવા પિશાચ યોનિ પામેલાઓમાં પણ ઉપર લખેલા લક્ષણોથી રહિત કોઇપણ નથી. અહો હૃદય! તે પુરીમાં પ્રાયઃ સર્વ ભગવદ્‌ભક્તોજ વશે છે. લોકો સહેજ સાજ વાતચિત કરતાં વચમાં પ્રસંગ ભૂલી શ્રીકૃષ્ણનું નામ ઉચ્ચારે છે. સ્વપ્નમાં પણ લોકો ભગવાન્‌નેજ દેખે છે. સાત્વિક, રાજસ, તામસ સર્વ જીવો ત્યાં તો ભગવાન્‌નેજ યથાશક્ત ભજે છે, દૈવાસુર બંન્ને સૃષ્ટિવાલા પણ તેમજ ભક્તિથી કે દ્વેષ ભાવથી પણ સર્વ ભગવાનનેજ ભજે છે. શ્રીકૃષ્ણે કંસવધ પછી જે ઠેકાણે વિશ્રામ લીધો છે, તે સ્થળ હાલ પણ "વિશ્રાંત

---

૧ ઉત્કટ.

ઘાટ આ નામથી પ્રસિદ્ધ છે. તીરમાં ભટકાતી યમુના જળની લહેરો-માંથી ઉછળતા ઝીણા જળ બિંદુઓથી શીતળ થતા મંદ મંદ વાયુથી તને પણ ત્યાં વિશ્રાંતિ મળશે. ઘડીભર સ્થિર થઈ રહી રહીશ તો અપાર કૌતુકો જોવામાં આવશે. શ્રીયમુનાજળ ઉપરથી તો શ્યામ છે, પણ માંહેથી સુવર્ણ જેવાં વર્ણવાળું હશે કે શું? કારણ કે તેમાં નિયમાનુસાર નિત્ય સ્નાન કરનારાઓનાં શરીરો ઉપરથી સર્વ ભાગમાં શ્યામ થઈ જાય છે. અને નીચેથી તેનું વસ્ત્ર સુવર્ણના વર્ણવાળું થાય છે.[1]

જેમ ચંદ્રના કિરણથી ચંદ્રકાંત મણિમાંથી પાણી ઝરે છે, તેમ કલિંદ પર્વતની મોટી મોટી ઇન્દ્રનીલ મણીની શિળાઓમાં કોઈપણ કારણથી પાણી ઝરતું હશે કે શું? જેથી તમાલ તરૂઓના ગુચ્છ જેવો શ્યામ શ્રીયમુનાનો પ્રવાહ પ્રકટ થઇ વહે છે. કારણોના ગુણજ કાર્યોમાં આવે છે.

શ્રીયમુનાદર્શનથી આવા આવા વિચારો તને થોડીવાર થશે. તેટલામાંજ એક ચમત્કાર થશે. ઘન સ્તનભારથી જેના સુકુમાર શરી-રમાં ઘણો ખેદ જણાય છે અને તેથી મોતીની કણીઓ જેવી પ્રસ્વે-દની કણીકાઓ ફેલાય છે, આવો સુંદર મૃગલોચનાનો સમૂહ, ઉડતા વસ્ત્રનો પાલવ સંભાળવામાં જેના કરના મણીકંકણ ગણના ખણખણાટ, જોનારાઓના મનને મોહિત કરી મૂકે તેવો તરત પ્રકટ થશે. (સ્નાન વગેરેસારૂ શ્રીયમુના તીરપર આવેલો મથુરાપુરીની સુંદરીનો સાથ તને દેખાશે. એટલુંજ નહિ, પણ મોક્ષપદનો પ્રતિબંધ કરવા અનેક સિદ્ધિઓ મૂર્તિધારી સારી દિવ્ય નારીના રૂપમાં તારી સમક્ષ હાજર થશે.) તે સમૂહને મોક્ષનો મુખ્ય અંતરાય માની તેના સપાટામાં બીલકુલ ન આવતાં અત્યુત્તમ તે તીર્થમાં તું જરૂર જજે. ત્યાં ઉત્તા-નપાદ પૃથ્વીપતિના પુત્ર ધ્રુવના પાદ પદ્મપરાગથી અતિ ઝીણી સર્વ રેતી પણ પરમપવિત્ર થઈ રહી છે. (સ્ત્રીઓથી મોક્ષનો અંતરાય થાય છે આ વાત "શ્રીભાગવત" ના ત્રીજા સ્કંધમાં કહી છે.

---

૧ શ્રીયમુનાસેવનથી સારૂપ્યમુક્તિ મળે છે. તે મુક્તિવાળાનું શરીર શ્રીકૃષ્ણ જેવું શ્યામ અને વસ્ત્ર તેના પીતાંબર જેવું પીળું થાય છે.

આ જીવને બીજા કોઈપણ કારણથી એવું બંધન અને એવો મોહ થતો નથી, કે જેવો સ્ત્રીઓના સંગથી અને નિરંતર સ્ત્રીપ્રસંગમાં લંપટ લોકોના પરિચયથી થાય છે. સિદ્ધિયો મોક્ષમાં અંતરાય કરે છે એ વાત "શ્રી ભાગવત" ના ૧૧ મા સ્કંધના ૧૫ માં ૩૩ માં શ્લોકમાં કહી છેઃ–

**अंतरायान्वदंत्येता युंजातो योगमुत्तमम् ।**
**मया संपद्यमानस्य कालक्षपणहेतवः ॥**

આમ છે માટેજ પંચમસ્કંધમાં ઋષભદેવના ચરિત્રમાં કહ્યું છે કે, યોગાભ્યાસના મહિમાથી પરકાય પ્રવેશ વગેરે મોટી મોટી સિદ્ધિઓ પોતાની મેળે હાજર થઈ, પરંતુ ઋષભદેવે તેમાંથી એકનો પણ સ્વીકાર કર્યો નહિ.)

અહો ! સર્વથા ગર્વવાળી અપર માતાની વાણીરૂપ વિષબાણથી જેનું હૃદય છેદાયું અને દાઝી ઉઠયું તેવા એક પાંચ વર્ષના બાલકે વચ્ચે પગરાખી ચઢવાના બીલકુલ ગરજ ન ધરતાં અત્યંત ઉંચા પદ ઉપર ચઢી જેથી સ્થિર બેસાય તેવું તીવ્રતર તપ તે સ્થળમાં કર્યું હતું.[1]

આ મથુરાપુરીના દર્શન કરી શ્રીયમુનાપ્રવાહ ઉતરી જરા પૂર્વ દિશા તરફ ચાલી, જો તું ગોકુલ જઈશ તો પ્રસંશાલાયક તારો મોટો ઉપકાર[2] થશે. ગોકુલ મહાવનની રમણીયતા જોવાલાયક છે. શ્રીકૃષ્ણના બાલચરિત્રનું તે મુખ્ય સ્થાન છે.

માતાએ ઉલુખલમાં[3] બાંધેલા શ્રીકૃષ્ણ, કુબેરના પુત્રોને નારદ-શાપથી છોડાવવામાટે બે અર્જુન વૃક્ષ વચ્ચે થઈ નીકળી ગયા, જેથી

---

૧ પાંચ વર્ષના ધ્રુવે યમુનાતીરમાં તપ કરી અત્યંત ઉંચું વિષ્ણુપદ મેળવ્યું છે. કે જે સ્થળમાં હાલ પણ તે તારા રૂપ સ્થિર દેખાય છે. અને ભગવદ્ધામમાં જવામાટે વિમાનમાં ચઢતી વખતે હાજર થએલા મૂર્તિમાન મૃત્યુના મસ્તકપર પગ મૂકી તેજ મનુષ્યદેહસહિત સંદેહરહિત માનપૂર્વક વિમાનપર ચઢી ગયા.

૨ જવાનું સ્થળ જે વૃંદાવન બતાવ્યું છે, ત્યાં જવામાં વચ્ચે ગોકુલ જવાની જરૂર રહેતી નથી. પરબારો વૃંદાવનનો રસ્તો સુધો અને નજીક છે માટે ઉપકાર. ૩ ખાંડણીઆમાં.

તે વૃક્ષો પડી ગયાં. હાલ પણ તે સ્થલ છે અને ત્યાં ઉગેલા વૃક્ષો પણ છે તેનું દર્શન લઇશ. (પોતાના ભક્ત નારદનું વાક્ય પાળવા જ્યારે જડ વૃક્ષપર પણ પરમ કરૂણા શ્રીહરિએ કરી છે ત્યારે તેને શરણે રહેલા તારા ઉપર કાં નહિ કરે. અને વિષયાસક્તિથી તથા મદ્યપાનાદિકથી આવી દુર્દશા થાય છે અને ભગવદ્‌ભક્તો ક્રોધ કરે તો પણ ભલુંજ કરે, આ સર્વ બાબત તે અર્જુન વૃક્ષ જોતાં એ ચરિત્રના ચિંતનથી તને સમજાશે.)

શ્રીકૃષ્ણે પૂતનાના ખોલામાં પોઢી, તેના પ્રાણસહિત પયનું પાન કર્યું, તે પણ પરમ કરુણા કરી એમ હું માનું છું. જે યત્ન થવાથી વિષદાન કરનારી તે પણ દુષ્ટ માતાનેલાયક અલૌકિક ગતિ પામી. તે પરમ રસાલ બાલકેલીસ્થળ બાલભાવથી ભાલ. અતિ કોમલ હરિચરણકમલોથી ચિન્હિત ગોકુળ મહાવનમાં જો કે કેટલો એક કાલ ઠેરવું ઉચિત છે, તો પણ મુખ્ય ઉદ્દેશ પાર પાડવા ત્યાં વધારે ન રહેતાં વૃંદાવન જજે. ગોકુલ છોડવા પછી થોડાજ વખતમાંજ તે વૃંદાવન આવશે. જેમાં શ્રીહરિના મુરલીનાદથી પ્રાણી માત્ર ભગવદ્‌રસમાં મત્ત જણાય છે. કોઇ મોટા રાજા રજવાડાને ત્યાં જવું હોય તો પણ ઉજ્જવલ અને ઉત્તમ વેશવિના જવાય નહિ. તારામાં કેટલીક મલિનતા સ્વાભાવિક રહે છે. પણ અખિલ લોક નાયકના ધામમાં તેવા મલિનરૂપે જઈ શકાશેજ નહિ. ગંભીર ભક્તિ નદીમાં ખૂબ ડુબકી મારી નાહીને સર્વ મલિનતા છોડી ઉત્તમ નિર્મલરૂપે ત્યાં જજે. એ વનમાં કોઇપણ વૃક્ષ એવું નથી, કે જેને ફૂલના ગુચ્છા ન હોય. ત્યાં કોઈપણ ફૂલ એવું નથી કે જેમાં ભ્રમર બેઠા ન હોય. કોઈબી ભ્રમર એવો નથી કે જે રસપાનથી મત્ત થઈ ગુંજાર કરતો ન હોય. તે વનનો વૈભવ અસાધારણ રમણીય છે. કોમળ કોકિળી કામિનીયા કંઠથી નીકળતાં કૂહૂ કૂહૂ શબ્દો ચોફેર સુંદર સદા સંભળાય છે. અને મત્ત મયુર જ્યાં ત્યાં નિત્ય નૃત્ય કરતા રહે છે. તે વનની શોભા શી કહેવી? વસંતનું કાર્ય કોયલના શબ્દ અને વર્ષાઋતુનું કાર્ય મયુરનું નૃત્ય આ બંનેના એકદમ વર્ણનથી સર્વ ઋતુના ધર્મ તે અલૌકિક વનમાં સર્વદા રહે છે. એમ જણાવ્યું છે. તેમાં શ્વેત ઉચું અનેક

પીતરંગની પતાકાવાળું મોટાં મયુરપીછોનાં તોરણવાળું મંદિર શ્રીકૃષ્ણનું ઓળખી લે જે.[1]

તે મંદિરનાં અંગણમાં ખીલેલાં કમળ વૃક્ષની ઉપર સુગંધ લોભથી અધર ફરતાં ભ્રમરના સમૂહો, તે વૃક્ષોને વૃક્ષ જાતિની રાજપદવી અર્પણ કરનાર છત્ર જેવા દિસે છે. તે સુવર્ણવર્ણ કલ્પતરુથી ઉત્તર ભાગમાં શ્રીહરિનું મનોવિનોદ સદન છે. ત્યાં તું શ્રીગિરિવર ધરણના ચરણકમલનો ચંચરિક (ભ્રમર) બની તું પોતાનું યાચકપણું સફળ કરજે.

વળી એ ચરણકમલ અર્થીભર—અર્થીઓનું પોષણ કરનાર છે. બીજા અર્થમાં જોઇએ તો ધારણ કરનાર પણ થાય. તું ભ્રમર જેવો અર્થી થઈ તે ચરણરૂપ કમલપર બેસીશ ત્યારે અર્થીનું ધારણ કરવાથી પણ અર્થીભર્તા તે સ્પષ્ટ દેખાશે.

કદાચિત્ તું કહીશ કે ભગવદ્ધામમાં શ્રીહરિએ પોતાના સર્વ ભક્તોને સમાનરૂપતા આપેલી છે ત્યારે મૂલ શ્રીહરિનું સ્વરૂપ મારાથી કેમ ઓળખાશે? તો તે ઓળખવાનું સાધન કહું છું. જોકે અનેક ભક્તોને સમાનરૂપતા આપવામાં આવે છે તોપણ, રૂપ, વય અને વિભૂષણમાં કાંઇ તારતમ્ય છે, જેમકે ભગવદ્ધામમાં લીલાને અનુસાર એકજ ભક્તના અનેક વયો ઇચ્છાપ્રમાણે બદલાયા કરે છે. અને "ગોપાલતાપની" આદિ ઉપનિષદોમાં તથા પુરાણોમાં જે "ધ્યેય" (ધ્યાન કરવાનું પાત્ર) ભગવત્સ્વરૂપ કહ્યું છે, તેમાં કીશોરાકૃતિ એટલે ૧૧ થી લઇ ૧૬ વર્ષની અંદર જેવું સ્વરૂપ કહ્યું છે. તે ધ્યેય સ્વરૂપમાં ફેરફાર થતો નથી. વસ્ત્રાભરણાદિક અનેક ભક્તોને શ્રીહરિ પોતાની સાદૃશ્ય આપે છે, પરંતુ શ્રીવત્લાંચ્છન અને કૌસ્તુભમણિએ બીજા સ્વરૂપોમાં હોતા નથી. આમ "શ્રીભાગવત" ના છટ્ઠા સ્કંધના નવમા અધ્યાયમાં કહ્યું છે. માટે અહો! અંદરના

---

૧ અહીં મંદિર કહ્યું તેથી આ વર્ણન નંદગામનું સ્પષ્ટ જણાય છે. નંદગામ એ પણ વૃંદાવનનો એક ભાગ છે. કેટલાએક ગ્રંથોમાં વૃંદાવન ૨૨ કોસનું મોટું કહ્યું છે.

હૃદય! એ રૂપથી, એ વયથી અને એ વિભૂષણોથી તું શ્રીહરિનું મૂળ સ્વરૂપ ઓળખી, તેના ચરણકમળ રેણુરૂપ પરમાણુઓનો મિત્ર થાઇશ એટલે તારૂં પણ પરમાણું જેવું રૂપ છે, તેથી તું તે પરમાણુઓમાં મળી જાઇશ. તે રૂપ, વય અને વિભૂષણ સર્વ કહું તે સાંભળી ધારણ કર. જેની કાન્તિ ઘણા જનના ભારથી ભરેલ અને તેથીજ મંદ ચાલના, વર્ષાકાળના મેઘમંડળ જેવી, શ્યામ અને સુંદર દેખાય અને જે સ્વરૂપમાં વીજળી જેવું ચમકતું પીળું વસ્ત્ર દેખાય; જેનાં નેત્રો વિકાશ પામેલાં મોટાં કમળ જેવાં પ્રસન્ન અને સરસ જણાય, તે સ્વરૂપે નિઃસાધન ગોપવંશના પક્ષપાતી શ્રીહરિને તું ઓળખજે. જેને મદ ફૂટવાની તૈયારી હોય તેઓ જુવાન હાથી કોઇ ગંભીર નદીના જળને તરીને તેની પાસેના ઉંચા ગિરિપર ચડવામાટે તે પર્વતની મૂળની પૃથ્વીપર જેમ ચઢવા લાગતો હોય તેમ, નદી જેવી, રસમય, નિર્મળ શીતળ—અનેક તરંગવાળી, બાળભાવની દશાને તરીને પર્વત જેવું ઉંચું દૃઢ, અનેક રત્નોનો અને રોગોનો આધાર, યૌવનને પામવામાટે તેના અત્યંત આરંભની દશાવાળા સ્વરૂપથી ઘણું કરીને શ્રીહરિ દર્શન દીએ છે. આ ઉપરથી વય જાણવું. મને આમ લાગે છે કે, આ લોકપ્રસિદ્ધ પૂર્ણિમાનું ચંદ્રમંડળ શ્રીહરિના મુખચંદ્ર આગળ ઘણુંજ ફીકું જણાય છે તેથી બ્રહ્માએ તેને નકામું સમજી મારી સૃષ્ટિમાં આવું ખરાબ શા કામનું બીજા સારાં અનેક બનાવતાં મને શું અડચણ છે, આમ વિચારી, તે ચંદ્ર મંડળને મસળી, સર્વ સુંદર શિરોમણી શ્રીહરિના ચરણપર, ચંદ્ર મંડળના સારથી અભિષેક કર્યો હશે, ચરણના ફણાના ભાગપરથી તે સારજળ ઢળી, અંગુલીના અગ્ર ઉપર ટપક્યું. તે જળના બિંદુઓનેજ લોકો બન્ને ચરણમાં પાંચ પાંચ નખ સમજે છે. અર્થાત્ ચંદ્રના અંતરસાર જેવા, તેથી ઘણા ઉજ્જવળ, શ્રીહરિના ચરણનખો છે. જેમ હાથીની સુંઢ, તળેથી, પાતળી, ઉપર ઉપરથી જાડી, શ્યામ અને દૃઢ હોય છે અને શોભામાટે સિંદુરનાં રંગથી થોડી તે રંગેલી હોય છે, તેવીજ શ્યામ, સ્થૂળ અને કટિમેખલાના સિંદુર જેવા સુંદર, મણિગણોની કાંતિથી સુશોભિત શ્રીહરિની ઉરુ (ચરણ ભાગથી લઇને સાથળનો ભાગ) ધ્યાનથી નિરખ.

જેમ દિવ્ય કમળ માનસવિકાશી એટલે માનસ નામના દેવ સરોવરમાં વિકાશ પામનારૂં હોય છે, તેમ શ્રીહરિનું હૃદયકમળ પણ માનસવિકાશી એટલે અનેક ભક્તોના મનને વિકાશ કરનારૂં છે. જેમ કમળને નીચે નાલી, ઝીણા કંટકવાળી હોય છે, તેમજ હૃદયકમળની નીચે અતિ સૂક્ષ્મ રોમવાળા કાળી રોમાવળી છે પરંતુ કમળનાલ કર્કશ હોય છે ને આ તેથી કોમળ છે. જેમ કમળની વચ્ચે કર્ણિકા અને તેને ફરતાં કેશરો હોય છે, તેમ શ્રીહરિના તે હૃદયકમળપર, કર્ણિકા જેવો કૌસ્તુભમણી અને ચોતરફ કેશરો જેવી તેની કીર્ણપંક્તિ બિરાજે છે.

શ્રીહરિના સ્વરૂપમાં ઉરુ ગજસૂંઢાને જીતી લેએ છે, તેમ તેનો કટિભાગ જુવાન કેસરી સિંહને, વક્ષસ્થળ દૃઢ અને વિસ્તિર્ણ કમાડને, સ્કંધનો ભાગ તરણ આખલાના કોઠને, કંઠ કમનીય કંબુને (સુંદર શંખને) અને નેત્ર નવીન કમળને, અને મુખ પૂર્ણ હરિણાંકને[1] (ચંદ્રને) જીતી લીએ છે.

ચંદ્રે વિચાર્યું હશે કે, દરમાસે મારો ક્ષય થાય છે; અગ્નિ વગેરે દેવતાઓ મારી કળા પી જાય છે, તેનો બચાવ મારાથી થઇ શકે તેમ નથી. તેમ પૂર્ણતા વખતે હરિમુખ મંડળની કાંતિ મને બીલકુલ હલકો પાડે છે, માટે હું સર્વ સમર્થ શ્રીહરિના મુખમંડળ સાથે મળી એક થઈ જાઉં તો પૂર્વોક્ત એ કે અડચણો રહે નહિ. આમ ધારી ચંદ્ર શ્રીહરિના મુખ મંડળમાં લીન થઈ ગયો હશે! જો આમ ન બન્યું હોય તો મુખમાં દંતસ્વરૂપે બત્રીશ કળાઓ દેખાય છે તે એક ચંદ્રમાં બત્રીશ કળા કેમ દેખાય? ચંદ્રની તો સોલજ કળા હોય છે! પરંતુ મુખચંદ્રમાં મળી પ્રસિદ્ધ ચંદ્ર એક થઈ ગયો માટે બન્નેની મળી બત્રીશ દેખાય છે. શ્રીહરિના સ્વરૂપની સુંદરતા વર્ણવતાં પાર આવે તેમ નથી. તું જાઇશ ત્યારે તને અનુભવ થશે કે, આ સુંદરતા કોઈ પણ રીતે બ્રહ્માદિકની પણ વાણીમાં પૂરેપૂરી સમાય તેવી નથી. માટે

---

૧ હરિણાંક કહ્યો તેથી ચંદ્રમાં જેમ શ્યામ હરિણ ચિન્હ છે, તેમ મુખમાં શ્યામ નેત્ર છે. પૂર્ણ ચંદ્ર જેમ અત્યંત ઉજ્વળ, સતાપહારી, નેત્ર સુખકારી, અતિ તેજસ્વી હોય છે તેમ મુખ પણ છે.

વિશેષ વર્ણનથી શું? થોડું એક વર્ણન સહજ વિનોદમાટે અને ઓળખવાસારૂ કર્યું, બાકી કરોડો ચંદ્ર અને કરોડો સૂર્ય તે અલૌકિક કાંતિનો લેશ પણ કેમ પામી શકે? અહો ચિત્ત! બાહુપર ફરકતા પીત ઉપરણાથી અને મસ્તકપર શોભતા ઘાટા મોર પીછના મુકુટથી, કપોલપર ચંચળ ચળકતા મણિકુંડળની કાંતિથી, કંઠમાં વનમાળાથી, અને કોમળ કરકમળપર રહેલી હંસી જેવી બંસીથી તું શ્રીહરિને ઓળખી લે જે.[1] ક્રીડાસુખના કૌતુકકારી વચનો સાંભળતા અથવા અનન્ય ભક્તો, સખાઓ સાથે ક્રીડા કરતા અથવા પરમ ભક્તોનાં ચરિત્રોનું પોતે ચિંતન કરતા, ભક્તૈવશ શ્રીહરિ, પરમભક્ત મુનિ મયુરોના પીછોને પોતાના મસ્તકપરધારણ કરનાર કૃપા કરી તને એવેજ સ્વરૂપે દર્શન દેશે. કદાચ, એ સ્થળમાં તને ભગવદ્દર્શન ન થાય તો એ શ્રીનંદમંદિરથી થોડી દૂર ચાલી, જેઓમાં શ્રીરાધિકાજીના પિતા વૃષભાનનો નિવાસ છે, તે સુવર્ણશિખરવાળા મેહેલોમાં તપાસ કરવી, શરદકાળના શ્વેત મેઘો જેવા તે મેહેલોમાં શ્રીરાધિકાજીની સખીઓ ઉજળી વીજળી જેવી શોભે છે. અને તે મેહેલોમાંથી શ્રીહરિ ઉપર કટાક્ષોની વૃષ્ટિ અનેક વખતે થાય છે. તેની નજીકમાં શ્રીરાધિકાજીનો વિહાર કરવાનો બગીચો છે તે ભ્રમરોના ગુંજારથી સહેજ જણાશે. જેમાં સુવર્ણ વર્ણે કેવડાઓની પંક્તિ બીજા અનેક પુષ્પોનો પરાગ પડવાથી પ્રાચીન જેવી જણાય છે. તે બગીચામાં શ્રીરાધિકાજીનો ક્રીડા કરવાનો કૃત્રિમ પર્વત છે. જેની આસપાસ કનક કદલીની સુશોભિત પંક્તિ છે. દિવસમાં થએલા ભગવદ્વિરહરૂપ વ્રતની ભગવત્કેલી[2] કથારૂપ પારણા કરવા સખી સમૂહ સહિત સાયંકાલે તેઓ પર્વતપર બીરાજે છે. તે પર્વતપર શિખરપર સુખકર સુંદર રત્ન મંડપને ચોતરફ વિવિધ વૃક્ષો છે. ડાબી કોરે અનાયાસથી હાથે તોડી લેવાય તેવાં નમેલાં મોટાં કુસુમકદંબવાળો કંદન છે. તેમજ જમણીકોરે બોલસરીનો તરુણ તરુ છે અને પછાડીના ભાગમાં

---

[1] ૧ ખરી રીતે જોતાં શ્રી શુકદેવજી એજ પ્રભુના ક્રીડા શુક છે. તેના વચનો "શ્રી ભાગવત રૂપ અલૌકિક પરમ કૌતુકકારી છે. માટે પ્રભુ તેનું શ્રવણ કરે છે.

[2] ૨ ક્રીડા.

કાંચન ચંપો છે. ઇત્યાદિ સર્વે તરુઓ સર્વદા સુમનોનો[1] સંગ્રહ કરેજ છે. તું પણ સુમન[2] રહીશ તો, તારો પણ તે સંગ્રહ કાં નહિ કરે ? તે તે સર્વ વૃક્ષોના સૌરભની વેદિકા[3] રત્નજડિત સુવર્ણમય વેદિકાપર[4] મહા મૌલ્યશાળી મૃદુલ આસનપર બીરાજેલા શ્રીરાધાનું સેવન કરજે. તે સમયે છએ રિપુના મંડળનું ખંડન પ્રથમથી કરી લેજે.

તેનું સ્વરૂપ સ્વતઃ સિદ્ધ શ્રીહરિરૂપ છે. બ્રહ્માની સૃષ્ટિમાં તેવું સ્વરૂપ કોઈ કાળે થયું નથી અને થશે પણ નહિ. સર્વ ગોપવંશના શિરોમણીરૂપ હું તે સ્વરૂપનેજ માનું છું. જેમાં પુરાણપુરુષનો[5] પરમ અનુરાગ પલ્લવિત થાય છે. કરીના કુંભસ્થળમાં મુક્તાફળો હોય છે. મને લાગે છે કે તેજ કોઇ કારણસર તેની સુંડને રસ્તે બાહેર નીકળી પડેલા હોય ! તેમ સુંડા જેવી ઉરુની નીચે ચરણ કમળપર ચમકતા નખરૂપે ગિજમૌસ્તિક જેવા જણાય છે.[6] તે ચરણમાં મહાવર[7] લગાડેલી હોય છે. મને એમ જણાય છે કે સર્વ કમળોના ચક્રવર્તી પદપર તે પદનો અભિષેક લાક્ષારસરૂપ દિવ્ય જળથી કમળાસને[8] કર્યો હશે. તેથી માનસમાં[9] વિહાર કરનાર કલહંસકનો સહવાસ તેઓ કોઈ કાળે પણ છોડતા નથી. તેના ઉદર ઉપર આવેલી ત્રિવલીની ત્રણ આડી રેખાઓ તે તનુમાં બાલ્યને ઠેકાણે તારુણ્યરૂપ પાઠાંતર દર્શાવે છે. પ્રથમ પાઠવત્ રહેલી બાલ્યાવસ્થાની શૂન્યતા જણાવનાર બિંદુ, નાભીરૂપે બ્રહ્માએ કર્યો હશે. લૌકિક બુદ્ધિથી જોતાં એવું જણાય છે કે શિરીષ કુસુમથી પણ અતિ સુકુમાર તે સ્વરૂપ જાણે બ્રહ્માએ

---

૧ પુષ્પો. ૨ શુદ્ધમન. ૩ જણાવનારી. ૪ ચોતરી.

૫ ભગવાન્ અને અત્યંત વૃદ્ધપુરુષ.

૬ સાહિત્યશાસ્ત્રમાં દેવતાનું વર્ણન ચરણથી આરંભી મસ્તકપર્યંત કરવું એમ લખ્યું છે. માટે આગળ કરેલા શ્રીકૃષ્ણ વર્ણનમાં પણ ચરણ નખથી આરંભ હતો અને આ ઠેકાણે પણ ચરણનખથીજ આરંભ થએલો છે. દેવ સિવાય પુરુષો અને સ્ત્રીઓનું વર્ણન કેશથી આરંભી ચરણનખ પર્યંત હોય છે. ૭. અળતો

૮ બ્રહ્માએ. ૯ માનસ એટલે ભગવન્મન અથવા ભક્તોનું મન. તેમાં વિહાર કરનાર કલહંસક એટલે મધુર શબ્દકારી નુપુર. કમળ પક્ષે માનસ સરોવરમાં વિહાર કરનાર મધુર શબ્દકારી હંસ.

બનાવતાં, આ ભગવન્મનો વિનોદક અલૌકિક વસ્તુ હું પ્રકટ કરું છું આવા આનંદમાં ભૂલથી અલૌકિક ચાર મહાભૂતથી તે નિર્મિત કર્યું હશે. પછી યાદ આવ્યું કે આકાશનો તો આમાં ઉપયોગ થયોજ નહિ, તેથી તેણે આકાશને તનુમધ્ય એટલે કટી ભાગમાં નાંખી દીધું. અર્થાત્ આકાશ જેવી શૂન્ય, અદૃશ્ય એટલે અતિસૂક્ષ્મ કટી છે.[1]

તે તનુમાં યૌવનરૂપ મહામંત્રનો જપ કરી કામદેવે તે મંત્રની સિદ્ધિમાટે નાભીરૂપ કુંડમાં તિલઘૃત હોમ્યું હશે કે શું? જેથી તે નાભીઉપર કાળી અને લાંબી રોમાવળીરૂપ ધૂમરેખા જણાય છે. તેના બંને કુચ ગોળાઈમાં મદમત્ત કરીના કુંભસ્થળ જેવા અને કાંતિમાં કાંચન કમળકોશ[2] જેવા છે, અને કાઠિન્યમાં શૈલુષશાખીના ફળ જેવા છે. આમ ઉપમાનો માત્ર એકેક ધર્મમાં જરા તરા તેની સમાનતા પામે છે,' પરંતુ પૂરી રીતે સર્વ ધર્મોથી સમાનતા બતાવવામાટે કોઈ-પણ ઉપમાનજ મળતું નથી. મેઘનું નામ પયોધર અને કુચપણ પયો-ધર કહેવાય છે. એ કુચમાં પયોધરપણું[3] યોગ્ય છે. કંઠાભરણની કિ-રણપંક્તિ તેપર વીજળી જેવી ચમકે છે. હારના સારભૂત ઉજ્વળ મોટા મોતીઓ શ્વેત બકપંક્તિ જેવાં જણાય છે. મેઘોની માફક પરસ્પર તેઓ ખૂબ મળેલા છે. અને લાવણ્યની જળવૃષ્ટિ પણ કરે છે. ઉજ્વળ કોમળ કમળ મૃનાલ જેવા તેના બંને બાહુ છે. આ ઉપરથી કુચપર કાંચન કમળકોશ બુદ્ધિ દૃઢ બેસે છે. લાવણ્ય સરોવરના મોટા મોટા જળબિંદુ જેવા બાહુની નીચે પ્રશસ્ત હસ્તના નખો જણાય છે.

મંથન વખતે સમુદ્રમાંથી શંખ અને ચંદ્ર જુદા જુદા જન્મ્યા. આમ સાંભળ્યું છે; પરંતુ મને લાગે છે કે દિવ્ય શંખ અને તેપર હિમકર[4] મંડળ એ બંને સાથે નીકળ્યાં હશે.[5] જે રૂપ આકૃતિ ઉપ-રથી તેથી અનેકગણું વધારે કોમળ, ઉજ્વળ કંઠસહિત તેનું મુખમંડળ ભગવન્મનરૂપ બ્રહ્માએ પ્રકટ કર્યું હશે.

---

૧. સ્રીઓની કટીની અદૃશ્યતા બતાવવા માટે આકાશની ઉપમા ક-વિઓ આપે છે. ૨ કળી. ૩ મેઘ.

૪ ચંદ્ર. ૫ કંઠ ને શંખની ઉપમા અપાય છે. શંખ નીચેથી પાતળો અને ઉપરથી જાડો તથા છેમાં રેખા પડેલી એવો હોય છે તેમજ કંઠમાં પણ દેખાય છે. મુખને ચંદ્રની ઉપમા તો સુપ્રસિદ્ધ છે.

તે બ્રહ્માએ અનેક બ્રહ્માંડના પૂર્ણિમા સુધાકરોનો સાર સાર કહાડી તે મુખ પ્રકટ કર્યું હશે. તે વખતે નિસ્સાર સાર તેના અંશો સમુદ્ર વગેરેમાં મુક્ત કર્યો એટલે ફેંકી દીધા તેનાં મોતી થયાં હશે. અને તેથીજ તેનું નાંમ મુક્તા પડ્યું હશે.[૧]

તેનાં સુંદર કાનમાટે જોઇએ તેવું કાંઈપણ ઉપમાન મળી શકતું નથી. માટે તાટંક ( અકોટી )ના મિષથી ઉપમાનની શૂન્યતા જણાવનાર કુંડળી પૂર્વોક્ત બ્રહ્માએ કરી હશે.

તેની નાસા કનકાકાર તિલકુસુમનું સૌભાગ્ય પૂરેપૂરું ધરાવે છે. તેની ઉપરની બે ભ્રકુટી શ્યામ લાંબા તેનાં બે પાંદડાં જેવી લાગે છે.

તેના બત્રીસ દાંતના સ્વરૂપે શરદચંદ્રના રસથી બત્રીશ અક્ષર લખ્યા છે. તેમાં આમ જણાવ્યું હોય કે "આ સ્વરૂપની સમાન ઉપમાન કોઇપણ કાળે કાંઈ થયું નથી અને થશે પણ નહિ."

મત્ત ખંજનનો મદ ભંજન કરનાર નેત્રવતી શ્રીરાધિકાના નેત્રો જોતાં ચિત્તમાં એવો ચમત્કાર ઉત્પન્ન થાય છે કે, કામદેવ મીનધ્વજ છે, માટે તેણે નાસાવંશપર[૨] પોતાના ધ્વજ ચિન્હ ચંચળ નવીન બે મીન બાંધી રાખ્યા છે કે શું ? તેના અધરમાં જે અરુણતાની શોભા છે તે તરુણ અમ્લાન[૩] જપા પુષ્પોમાં અને ઉત્તમ પરવાળાઓમાં તથા પરમ પાકેલા બિંબ ફળોમાં તો છેજ નહિ, તેથી તે અધર નિરુપમ છે.

ગાઢ અંધકાર સારનાજ તાર કાઢી જગદીશ્વરે તેના કેશ બનાયા હશે કે શું? જેમાં પેઠેલાં નેત્રો બીજું કાંઇપણ દેખી શકતા નથી.[૪] રત્નની ટીકી લલાટમાં લગાડી તેપરની બારીક મૌક્તિસર શિરકેશ વચ્ચે સીમંતમાં[૫] રાખી બંધુજીવના પુષ્પ જેવું લાલ વસ્ત્ર ધારણ કરી શ્રીનંદલાલ હરિના મનને અમંદ આકતરે નંદિ છે.

---

૧ આ ઉપરથી મુખનું લાવણ્ય જણાય જણાય છે. અત્યુત્તમ મોતી પ્રકાશમાં હથેલી વગેરેમાં તેની ચોફેર જે ચંચળ ચળકાટ દેખાય. તેવા ચળકાટનેજ કવિયો લાવણ્ય કહે છે. ૨ વેણું. ૩ તાજા. ૪ અંધકારમાં બીજી કાંઈપણ વસ્તુ દેખાતી નથી કેશ શોભા જોવા લાગેલાં નેત્રો પણ તે છોડી બીજું જોવામાં પ્રવર્તે થઈ શકતા નથી. ૫ સેંથામાં.

તે ક્રીડાપર્વતમાં અહો, રત્નમાલા! દર્પણ અર્પન કર. અહો, મધુર-વાણિ પાણિમાં વીણાલે, અહો, તમાલલતા! તાંબુલ લાવ.અહો, તરલિકા! તાલવંતો[1] તરલ કર. અહો, શ્યામા! શ્યામસુંદરના સમાચાર કહે. અહો, ભગિકા! મંગળવિલાસ વચનો સંભળાવ. અહો, વિશાખા! બા-લશિખાવલને[2] તાલ દઈ નચાવ. અહો, તારા! તારા કરકમળોપરથી કેલી હંસને ઉતાર. અહો, લલિતા! લલિત કમલિની દલથી છાયા કર. અહો, ભ્રમરિકા! રુચિર કુરંગમદનો[3] લેપ કર. આવા ચકિત હરિણ-શિશુ જેવા નેત્રવાળાં સુકુમારી કીર્તિકુમારીની[4] સખીજનોનાં વચનો સાંભળીશ. ઘણું કરીને શ્રીહરિને તું ત્યાં જોઈ શકીશ કદાચિત્ તારી ઉત્સુકતા વધારવામાટે શ્રીનંદરાજકુમાર ત્યાં પણ તને દર્શન ન આપે. તેમ આનંદસિંધુમાં મગ્ન કરનાર મહા મંગળમૂર્તિ સર્વ બાધા હરનારી શ્રીરાધા[*] હરિનારી ત્યાં દર્શન ન દીએ તો, હવે જેનું હું વર્ણન કરીશ તે અતિ મંજુલ[5] કુંજમાં તેઓના દર્શન મેળવવામાટે તું પૂરી ત્વરા અને પરાકાષ્ઠા પ્રયત્ન કરજે.

નવીન પલ્લવિત બાલ તમાલની માલા[6] ઉલંઘીને કેતકલતાના વનથી ઉત્તરભાગમાં કલિંદકન્યાના કુલપર[7] બદ્ધમૂળ અનુકૂળ ફૂલવાળો કેસર તરુ અને અશોક તરુ જોઈશ, દૂર દૂર રહેલા તે બે તરુની વચ્ચે લવંગલતાથી લલિત મધુર માધવી[8] મંડળનો મંડપ ઓળખી લેજે. તેમાં શ્રીરાધાસહિત એકાંત વિહારથી શ્રાંત[9] શ્રીકાંત જરૂર મળશેજ.

તે નિકુંજ ભવનના દ્વારપર જઈ આ વાર મંદિર અંદર જઈ શકાશે કે નહિ? એ વિચાર દ્વારપાળોસાથે કરી લે જે. પછી વિનીત વેશથી નમ્ર થઈ તું અંદર જજે.

અહો, જેષ્ઠ બંધુ! મોટાઓનાં અંતઃપુરોમાં પ્રવેશ સહસા થઈ શકતો નથી અને કરવો પણ નહિ. અહો! મહાભાગ્યથી તને આ સમય મળશે. પરમ ધીર, હે વીર! શ્રીઅચ્યુતના ચરણકમળ દર્શનાર્થે શુદ્ધપરમ પ્રેમરૂપ ક્ષેમકર ભેટ લીધાવિના જવું નહિ. અનન્ય દાસોનો આ

---

૧ પંખા. ૨ મોરનું બચ્ચું. ૩ કસ્તુરીનો. ૪ રાધિકા. ૫ મનોહર. ૬ પંક્તિ. ૭ તીર. ૮ વૃક્ષ. ૯ શ્રમયુક્ત.

ધર્મ છે કે, સર્વસ્વ રક્ષક પોતાના પ્રભુનીપાસે તેઓ પોતાની શક્તિમાફક ઘણા કાળથી સંચિત કરેલી કાંઈપણ ઉચિત ચીજ ખચીત લઈ જાય છે. વામ ભાગમાં વિરાજનાર શ્રીરાધારૂપ કનકવલ્લીથી વેષ્ટિત તમાલતરુ જેવા શ્યામ શ્રીહરિ પદપદ્મમાં પરમ પ્રેમપૂર્વક પ્રણામ કરી તેના ચરણનારેણુકણસાથે મિત્રતાપૂર્વક મળી જઈ સાવધાન થઈ માનપૂર્વક બોલવાનો આરંભ કરજે.

"અહો, દેવદેવ! દયાસિંધુ, દીનબંધુ, આપના બંને ચરણકમળના ચિન્હોથી મંડિત, અખંડ અવિનાશી આપદરહિત આ પદમાં અવશ્ય આવનાર કોઈ આપના દાસનો હું દૂત છું. અહો, કરુણાસાગર! તે દાસે જે વિજ્ઞપ્તિ કરી છે તે હું ગાન કરૂં. તે આપ કૃપા કરી થોડા ક્ષણ[1] શ્રવણ કરશો." તેણે પ્રાર્થના કરી છે કેઃ—

"અહો, શ્રીરાધારમણ! મહામુનિયોના સમાધિગોચર, ઉપાધિથી અબાધિત કોઇપણ તેવો સરલ સાર પ્રકાર કૃપા કરી મને શીખાનો, જેના આરાધનથી અગાધ ભવાબ્ધિનો બાધ સાધન સંપત્તિવિના પણ થાય."

"પોતાના ઉદરના એક દેશમાં અખિલ બ્રહ્માંડને રાખનાર અહો, પ્રભુ! મને જો અસન્માર્ગવર્તી અત્યંત અયોગ્ય જાણો તો તેજ મારા ઊપર મોટો અનુગ્રહ થશે. પોતાના ઉદરમાં રહેનાર તે વિશ્વથી મને કાઢી નાંખો અને ચરણ રેણુંમાં ભેળવી લૌકિક દેહરહિત કરો."

"કદાચિત્ આપ કહેશો કે, અમારી આજ્ઞા વેદ વગેરેમાંથી સાધનો જાણી મને પામ. તો અપાર પારાવાર[2] જેવા સંસારના તારણમાં કર્ણધારરૂપ, હે પ્રભુ! વેદ, શાસ્ત્ર[3] ને પુરાણપુરુષ આપની આજ્ઞા દૃઢતર ભક્તિને સૌથી સરસ સાધન બતાવે છે. તેનો તો લેશ પણ પ્રવેશ મારામાં છેજ નહિ અને થવો પણ દુર્લભ છે. માટે અહો, કરુ-

---

૧ આ દૂત કાવ્યમાં સંદેશ વધારે હોવો જોઇએ. તથાપિ ટુંકા છે. તેનું કારણ એ કે ઘણોજ લાંબો વ્યર્થ સંદેશ હોય તો મોટા તેટલો કાળક્ષેપ કરી શ્રવણ કરે વા ન કરે. વળી સર્વજ્ઞ આગળ તો સંક્ષિપ્તમાંજ માર નિવેદિત કરવો જોઇએ. શ્રીઆચાર્યજીએ પણ વિશેષ પ્રાર્થનાની મના કરી છે.

૨ સમુદ્ર. ૩ સ્મૃતિ.

ણાકર! આપની પ્રાપ્તિ મને દુષ્કરજ છે. કદાચિત્ કહેશો કે તારીકને કાંઈપિણ સાધન નથી ત્યારે અમો શું કરીએ? તો, મહારાજ, જોકે હું પ્રહ્લાદ પ્રભૃતિનીપેઠે પ્રકાશમાન્ ઉત્તમ આત્મબોધવાળો નથી. તેમ નારદાદિક જેવો આપને અત્યુત્તમ દૃઢ ભાવ બંધથી બાંધી શકું તેવો પણ નથી. તથાપિ અહો, સર્વ દુઃખહારિ! અનેક કરોડો અપરાધોની સમૃદ્ધિવાળો હું શું અજામિલથી પણ ઉતરતો છઉં, કે જેથી તે પદવી પણ મને ન મળે? આપનું નામ ભક્તિપૂર્વક લીધું હોય અથવા ખોટી પ્રતિષ્ઠા, કપટમાટે લીધું હોય, તોપણ તે કામ માત્ર, હે યદુનંદન! જ્યારે સંપૂર્ણ પાપોને ચૂર્ણ કરે છે, ત્યારે આપના ચરણ આગળ આ-વવા મને વિલંબકારક કારણ શું બાકી રહ્યું છે?

કદાચિત્ કહેશો કે, હજી તારા ઘણા જન્મ બાકી છે. તો અહો, સર્વેશ્વર! જુઓ, આ સોનીસુવર્ણના કંકણ, કુંડળ વિગેરે નાનાપ્રકારના આકાર બનાવી, તેને વેંચી પોતાના પુત્રપત્ની પ્રભૃતિ પરિવારનું પ્રતિ-દિન પોષણ કરે છે. એટલે તેમાટે તેને તેવા હજારો આકારો ઘડવાની વારંવાર જરૂર રહે છે. મારા જેવા ગરીબના જુદા જુદા આકારો-વાળા અનેક દેહ કરવામાં આપનું કાંઈપણ પ્રયોજન જણાતું નથી. ત્યારે વૃથા મારા જેવા દુષ્ટના અનેક દેહો નિર્માણ કરવાનો આટલો બધો આગ્રહ આપને શામાટે જોઈએ? અહો, નયજ્ઞ! એટલે યજ્ઞ બળથી અપ્રાપ્ય અથવા નીતિને જાણનાર પ્રભુ, આ લોકો કોઈ ઘણા યજ્ઞ કરો, કોઈ તપશ્ચર્યા ન તજો, કોઈ અનેક તીર્થોમાં પગતોડ કરો, બીજાઓ ષોડસદાન વગેરે દાન આપો. પરંતુ, સર્વના ક્લેશ ખેંચી કાઢનાર સદાનંદરૂપ હે કૃષ્ણ! આપના નામનું કીર્તિન આખા વિશ્વને સર્વ પ્રકારની સિદ્ધિનું સાધન થયું છે. ત્યારે નામદ્વારથીજ મારો ઉદ્ધાર કાં ન થાય?[1]

તથાપિ મારૂં કોઈ સ્વરૂપ જાણવું જોઈએ. તે શાસ્ત્રો વાંચી જાણ.

---

1 नाहं वेदैर्नतपसा न दानेन न चेज्यया ।
शक्यएवं विधोद्रष्टुं दृष्टवानसिमां यथा ॥ ગીતા. અ૦ ૧૧, ૫૩
ઈત્યાદિ વાક્યોનો અભિપ્રાય આમાં સમાવ્યો છે.

તો હે જગદીશ! શાસ્ત્રો પ્રત્યેક ઘણા વિસ્તારવાળાં, એક બીજા ખંડન કરી પરસ્પર મારામાર કરનારાં અને આપ જેની અગમ્ય વસ્તુના નિરૂપણમાં પાછા પડતે છતે પણ શરમવિનાનાં. અહો, પરાત્પર સદાનંદરૂપ કૃષ્ણ! તેઓમાંનું કોઈપિણ આપના સ્વરૂપનું નિરૂપણ ખરેખરી અને પૂરેપૂરી રીતે કરી શકતું નથી, માટે તે સર્વ શાસ્ત્રોને હું ઘણી નમ્રતાપૂર્વક હાથ જોડું છું. આપનું ખરૂં સ્વરૂપ જણાવનાર અત્યુત્તમ સાધન તો સર્વસ્વ સમર્પણપૂર્વક આપનામાં અનન્ય ભક્તિજ દેખાય છે. તેથી કૃપા કરી તે ભક્તિ આપો. જેથી તરત આપના દર્શન મળે."

"અહો, હૃદય! સર્વ સમર્થ સર્વત્ર વ્યાપક પ્રભુ આગળ તારે આટલીજ વિજ્ઞપ્તિ કરવી. આથી અધિક તો કાંઈપિણ કહેવુંજ નહિ. કેમકે એ પ્રભુ તરંગિત અપાર દયાના સમુદ્ર છે અને સર્વ અભિપ્રાય યથાર્થ પોતાની મેળે જાણેજ છે."

"તું કહીશ કે ત્યાર પછી મારે શું કરવું? તારા સંદેશાનો કાંઈ જવાબ માગવો કે મુંગે મોઢે પાછું વળી આવવું? તેનો ઉત્તર એ છે કે, તારે કાંઈ પણ માંગણી કરવી નહિ. મારી તરફથી તને શીખામણ તારા અને મારા બંનેના સારા સાધનમાટે એજ છે કે, સર્વ સંતાપ હરનાર, પરમ સૌરભ ભરનાર, તરુણ કમળ જેવા અરુણ પૂર્ણ કરુણ અશરણ શરણ ભવતરણ હરિચરણનો પરિચરણ રસ છોડી તું પાછું આવવા યોગ્ય નથી. નિર્મળ થઈ પ્રેમ પૂર્વક ત્યાં રહીશ તો કદીબી તને તે છોડશે નહિ. તું સ્વતઃ છોડી આવીશ તો ફરી તારી સામું પણ જોશે નહિ. માટે તેઓની સેવા તજી, સર્વથા ક્યાંય પણ જવું નહિ. તેમ કરવાથી તને જે અનિર્વચનીય આનંદ મળશે તે તુંજ અનુભવી શકીશ. બીજાને કહી શકાય તેવો નથી અને મને પણ એથી એ અલભ્ય લાભ થવાનો સાફ સંભવ છે કે, મારા મુખ્ય સંબંધી તને અનુરક્ત પરમભક્ત ભાળી તે અપાર કૃપાકૂપાર કદાચિત્ મને પણ પરમ તાપહારક સકલ સુખકર પોતાના ચરણ સરોજની રોજ અખંડ દર્શનમોજમાટે ત્યાં તેડાવી લેશે."

પૂર્વોક્ત અનન્ય હરિદાસ આમ પોતાના હૃદયને સંદેશો કહી

શ્રીહરિના ચરણ કમળના નિરંતર સાક્ષાત દર્શનરૂપ મુક્તિનું વર્ણન અને માંગણી કરનારો વેદ વગેરેમાં વર્ણવેલી, તે મુક્તિરૂપ અશોકતાખ્ય પદવી એટલે "અપરોક્ષાનુભવી સર્વ શોકોને તરી જાય છે" આમ છાંદોગ્ય આદિ ઉપનિષદોમાં કહેલી પદવી મેળવી લેવામાટે હૃદયદૂતને શ્રીહરિપદ પ્રત્યે પ્રવૃત્ત કરી તે ફળની વાટ જોતો અને ફળ સંબંધી અનેક મનોરથોથી થતા આનંદે પરવશ બુદ્ધિ થઈ રહ્યો છે. અને અપરોક્ષ રીતે તેઓની સાક્ષાત્સેવા કરવાનો મારો વારો ક્યારથી શીરૂ થાય છે આ વિચારે ચોફેરથી આકળો થતો તે દાસ આ જગત્‌ના વિષયોમાં તેઓની કૃપાથી જરા પણ ઉન્મુખ થતો નથી. મન ત્યાં મોકલી બાકી પોતાપાસે રહેલા તન, ધન અને ઈંદ્રિયોને કેવળ તનુજા વિતજા સેવામાં સર્વદા સર્વ પ્રકારથી લગાડતો તેજ કાર્યમાં પર્યાકુળ એટલે ચોપાસથી નિરવકાશ રહેતો સ્વગુરુકૃપાથી યથાશક્તિ વિવેક, ધૈર્ય, આશ્રયને ધરી બેસી રહ્યો છે.

હવે આથી આગળ જેમ પ્રભુની ઇચ્છા હોય તેમ કરવું તેઓનાજ હાથમાં છે માટે નિરંતર શરણભાવના કરી અષ્ટાક્ષર ઉચ્ચારી નિશ્ચિંત સાનંદ રહે છે.

---

# मनोदूतकाव्य.



આ કાવ્યના પ્રણેતા મહેશ ઇન્દિરેશ ભટ્ટ છે. ઇન્દિરેશ ગોકુલસ્થ ભટ્ટ હતા. એ પણ વિદ્વાન્ હતા અને કેટલાક સાંપ્રદાયિક ગ્રન્થો એમણે લખ્યા છે. એમના લખેલા ગ્રન્થોમાં **गायत्रीविवरण** શાસ્ત્રી મગનલાલે છાપ્યું છે. એ જ ગ્રન્થમાં '**ब्रह्मवादमतदीपिका**' નામના અન્ય સ્વકૃત ગ્રન્થનો ઉપન્યાસ કરે છે. આ મનોદૂત કાવ્ય એમને કાલીદાસના મેઘદૂતના ઉપરથી સ્ફૂર્યું હોય એમ સ્પષ્ટ લાગે છે. કાલીદાસનો યક્ષ જેમ મેઘને દૂત કલ્પીને સ્વપ્રિયાને સંદેશો મોકલે છે, તેમ અહિ ઇન્દિરેશ ભટ્ટ પોતાના મનને દૂત કલ્પીને સ્વપ્રાણપ્રેષ્ઠ શ્રીમદ્ગોવર્ધનચરણને સંદેશો મોકલે છે. જેમ યક્ષ પોતાના દૂતને અલકાપુરીનો માર્ગ વર્ણનપૂર્વક દર્શાવે છે, તેમ અહિ ઇન્દિરેશ પોતાના મનોદૂતને

શ્રીનાથદ્વારનો માર્ગ દર્શાવે છે. પોતે શ્રીમથુરાજીમાંથી શ્રીયમુનાજીના તટ ઉપર બેસીને આ સંદેશો મોકલે છે. પ્રથમ પોતાના મનોદૂતને ગોપાલપુર–યતિપુરામાં વિરાજતા સપ્તમ સ્વરૂપ શ્રીમન્મદનમોહનજીના દર્શન કરવાનું કહે છે. ત્યાર પછી કામવનમાં વિરાજતા પંચમ સ્વરૂપ શ્રીચન્દ્રમાજીના દર્શન ત્યાં જઈ કરવાનું કહે છે. ત્યાંથી જયપુર જઇને શ્રીમદ્ગોકુલનાથજી ચતુર્થ નિધિસ્વરૂપના દર્શન કરવાનું કહેછે. ત્યાંથી પોતાના મનોદૂતને કોટા જઇને શ્રીમન્મથુરેશજીના દર્શનાદિ કરવાને પ્રેરેછે. કોટાથી પોતાના મનને શ્રીકાંકરોલી જઇને ત્યાં ટેકરી ઉપર ઉચ્ચૈં ભવ્ય મંદિરમાં વિરાજતા શ્રીમદ્દ્વારકાધીશના દર્શનાદિ કરવા ઉપદેશે છે. કાંકરોલીથી ઇન્દિરેશભટ્ટ પોતાના મનોદૂતને શ્રીનાથદ્વાર મોકલે છે. ત્યાં પ્રથમ શ્રીનાથદ્વારની વિવિધશોભાનું દર્શન કરવાનું કહીને મેવાડમાં વિરાજતા શ્રીગિરિધરનું ભજન કરવાનું કહે છે. ત્યાંજ પછી શ્રીવિઠ્ઠલેશપ્રભુના દર્શન કરવાનું પોતાના મનોદૂતને કહે છે. ત્યાર પછી શ્રીમત્પ્રભુચરણના ઠાકુરજી શ્રીનવનીતપ્રિયજી દર્શન પોતાના મનોદૂતને કરાવે છે. ત્યાર પછી શ્રીગોવર્ધનેશજી તથા શ્રીગોવિન્દજી મહારાજશ્રીઓના શરણે જવાનું નિજ મનને પ્રેરે છે. શ્રીજન્માષ્ટમી અન્નકૂટાદિની શ્રીનાથદ્વારમાં અલૌકિક શોભાનું દર્શન કરવાનું કહે છે. ત્યાં પુરાણ પુરુષોત્તમ શ્રીમદ્ભાગવતસ્વરૂપ શ્રીનાથજીના દર્શન કરી ત્યાંજ સ્થિતિ કરવાનું સ્વમનોદૂતને ઇન્દિરેશ ઉપદેશે છે. શ્રીદ્વારકાધીશના સમીપમાં વિરાજતા શ્રીગુસાંઇજીના ખેલનસ્વરૂપ શ્રીબાલકૃષ્ણજીના સ્મરણ ત્યાંજ કરવાના કહે છે. ત્યાંજ શ્રીમથુરાધીશજીની બાજુમાં શ્રીમન્નટવરજીના દર્શન કરવાનું કહે છે. ત્યાં શ્રીનાથજીના મંગલભોગથી શયનપર્યન્તના દર્શનાદિ કરવાનું કહે છે. શ્રીનાથજીના દર્શનાદિ કરી તત્પ્રસાદથી સાક્ષાત્ મન્મથમન્મથ શ્રીગોવર્ધનધારી પ્રભુના શ્રીમુખના સન્મુખ નિમગ્ન થવાને ઇન્દિરેશ ભટ્ટ સ્વમનોદૂતને પ્રેરીને સ્વદૌત્ય સફલ કરવાનું ઉપદેશી દેશે છે. શ્રીનાથજીની ધ્વજાજીના નિરન્તર દર્શન કરવાનું પણ કરી દે છે.

આ કાવ્યમાંથી સાંપ્રદાયિક ઇતિહાસ પણ પ્રાપ્ત થાય છે. ઇન્દિરેશ ભટ્ટ સ્વતઃ કાંઈ નિર્દેશ કરતા નથી, પરન્તુ એમના વર્ણનથી કેટ-

લીક વાતો સ્પષ્ટ થઈ જાય છે. સપ્ત સ્વરૂપો ક્યાં ક્યાં વિરાજતા હતા તે કહે છે. શ્રીનાથજી, શ્રીનવનીતપ્રિયજી, શ્રીવિઠ્ઠલેશજી શ્રીનાથદ્વારમાં વિરાજે છે, શ્રીદ્વારકાધીશજી શ્રીકાંકરોલીમાં, શ્રીગોકુલનાથજી જયપુરમાં, શ્રીચંદ્રમાજી શ્રીકામવનમાં અને શ્રીમદનમોહનજી શ્રીગોપાલપુરમાં શ્રીનાથદ્વારમાં શ્રીગોવર્ધનેશજી મહારાજ ટીકેત હતા તથા એમના ભાઈ શ્રીગોવિન્દજી મહારાજ હતા શ્રીગોવર્ધનેશજીનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૭૬૩ના આષાઢ કૃષ્ણ દશમીનો છે અને શ્રીગોવિન્દજીનો ૧૭૬૯ના માર્ગશીર્ષના કૃષ્ણ એકાદશીનો છે. અર્થાત્ આ કાવ્ય પણ સંવત્ ૧૮૦૦ના સમયમાં લગભગ થયું હોય એમ દિશે છે. સપ્તસ્વરૂપની સહભોજલીલાનો પણ ઉપન્યાસ આ કાવ્યમાં કર્યો છે. શ્રીનટવરજીના દર્શન કરવાનું કહ્યું છે, અને શ્રીબાલકૃષ્ણજીના શ્રીદ્વારકાધીશના સમીપમાં વિરાજે છે એમ સ્મરણ કરવાનું કહ્યું હોવાથી, એમ લાગે છે કે એ સપ્તસ્વરૂપના ઉત્સવમાં શ્રીબાલકૃષ્ણજી સાક્ષાત્ સુરતમાં વિરાજતા અને ભાવનાથી ત્યાં શ્રીનાથદ્વારમાં શ્રીદ્વારકાધીશજીના સમીપમાં વિરાજ્યા. અન્ય એક છપ્પનભોગના કાવ્યમાં શ્રીવ્રજરત્નજી મહારાજ શ્રીબાલકૃષ્ણજી સાથે શ્રીનાથદ્વાર પધાર્યા ન હતા એમ કહે છે તેને આ કાવ્યથી પુષ્ટિ મલે છે. આ ઉત્સવ રાજા જયસિંહની વિનતિથી થયો હોય એમ પણ ભાસે છે.

આ કાવ્યની એક જ પ્રતિ મળી હતી. અને તે પણ 'પ્રત્યક્ષર સંદિગ્ધ' એમ એક સાંપ્રદાયિક શાસ્ત્રીને લાગી હતી. આની અન્ય પ્રતિ જામનગરના શ્રીમદનમોહનજીના મંદિરના પુસ્તકસંગ્રહમાં છે. હાલ એ સંગ્રહ શ્રીઅનિરુદ્ધજીના તાબામાં છે. પરન્તુ ત્યાંથી એ પ્રતિ અમે સંપાદન કરી શક્યા નથી. યથાશક્તિ યથામતિ આ શોધ્યું છે. નિર્ણયસાગર પ્રેસના વિદ્વાન્ શાસ્ત્રી વાસુદેવ લક્ષ્મણ પણસીકરનો આ કાર્યમાં બહુ ઉપકાર થયો છે.

---

श्रीकृष्णाय नमः ।

# मनोदूतम् ।

## मठेश-इन्दिरेशभट्टकृतम् ।



कश्चित्कदाचिदुपविश्य मुदात्युदार-
कालिन्द्युपान्तमुरुधीर्मथुरानगर्याम् ॥
संकल्प्य मानसमकल्पितभावहारी
श्रीद्वारदेशदिशि संप्रजिहाय दूतम् ॥ १ ॥

पूर्वं तु तं भगवतो व्रजमध्यवर्ति-
रूपावलोकनकृते भुवि सन्दिदेश ॥
श्रीवल्लभान्वयिनिधेर्निजहृन्मराल
दूतं प्रभूतगुणतीर्थनिवासपूतम् ॥ २ ॥

इतो व्रज मनो व्रजस्फुरदमन्दगोपालके
पुरे मदनमोहनं कलय वेणुसंमोहनम् ॥
प्रियायुगप कृतार्थयत्सुकीर्त्तनैर्नर्त्तनै-
र्महोत्सवसुदर्शनैरमृतवर्षणैः स्वं जनुः ॥ ३ ॥

वेणुं क्वणन्तं मृदु गोकुलेन्दुं काम्ये स्रवद्दिव्यसुधाम्बुबिन्दुम् ॥
विलोकयच्छीतलय स्वमेकं श्रीवाल्लभीयान्वयिमोदसेकम् ॥ ४ ॥

दोर्भ्यां मादनवेणुवादनपरं द्वाभ्यां च कम्बुं गिरिं
श्रीगोवर्धनमुच्चकैर्जयपुरे धृत्वा स्थितं स्वेच्छया ॥
श्रीमद्गोकुलनाथदेवमनिशं पश्य प्रियायुग्मगम्
तत्रोपेत्य विलक्षणाङ्गसुभगं श्रीवाल्लभीनां निधिम् ॥५॥

श्रीमद्वल्लभवंश्यसेव्यममलं जाग्रत्कलं निष्कलं
श्रीमच्चारु चतुर्भुजं च मथुराधीशानमालोकय ॥
कोटाख्यं पुरमेत्य चात्मजननं संपूजय स्वान्त मे
मर्यादापरिपोषितोषबहुलं तत्रत्यराजप्रियम् ॥ ६ ॥
ततो दूराद्गन्तुं त्वरय विमले कार्करपूरे
वृतेम्भोमिः संस्मारितरविसुतांभः परिवहम् ॥
चिरात्तत्तद्देशोपनतमिलितैर्वैष्णवजनैः
समाकीर्णे सिध्यत् सततशुभकामैः सुकृतिभिः ॥ ७ ॥
तत्रोच्चकैः सुन्दरमन्दिरे त्वं श्रीद्वारिकेशस्य मुखेन्दुं वीक्ष्य ॥
चतुर्भुजस्याननदृक्चकोरीपेयं कृतार्थीकुरु तज्जनुः स्वम् ॥ ८ ॥
भो मन्मानसदूत पूततनु तत्तीर्थाभिषेकैरलं
श्रीद्वारं तदुपेक्ष्यथोदयपुरे गोवर्धनेशाश्रयम् ॥
यद्भाग्यैकनिधानराजपतिना संवासितं वासितं
तत्कीर्तिव्रततिप्रसूनसुरभिश्रीभिर्भुवि श्रूयते ॥ ९ ॥
यत्रैत्य चोत्सुकधियः पुरुरूपतीर्थ-
देशान्तरात्सकलगोकुलवासिशिष्याः ॥
धर्मार्थकामवरमुक्तिपुमर्थरूपं
पश्यन्त आत्मजनुरेव कृतार्थयन्ति ॥ १० ॥
पूर्वप्रयागवरकाशिपुराङ्गवङ्ग-
पर्यन्ततः समभिसृत्य नराश्च नार्यः ॥
श्रीदाक्षिणात्यगुरुगुर्जरसूर्यपुर्याः
कार्णाटकोंककुटकोदधिदेशतश्च ॥ ११ ॥
पाश्चात्यकोटमरुबिन्दुसुदामकाम-
श्रीद्वारिकादिमुलतानलहोरठट्टात् ॥

कूर्मेहरिकौबेरदरीवनान्ता-
यत्रापुरात्मसुखमश्रमीणाम् ॥ १२ ॥
भान्ति स्त्रियः कनकचंपकगौरगात्र-
गोवर्धनेशपरिचारणबद्धकक्षाः ॥
यत्र प्रसन्नवदनांबुरुहावलंबि-
लंबालका विशदधीरधुरीणधैर्याः ॥ १३ ॥
द्वार्येकतो भगवतो मुखचन्द्रबिम्बं
पश्यन्ति यत्र ललना गुरुभट्टकानाम् ॥
प्राग्द्वारतस्तदितरा जनसंघसङ्ग-
पीयूषनिर्वृतधियः पुलकाचिताङ्ग्यः ॥ १४ ॥
उद्गायतीनां विविधैर्विलासैर्मन्दह्रियां गुर्जरसुन्दरीणाम् ॥
यत्र व्यमुह्यन् भृशमाकलय्य सिंजानमंजीरनिनादवादम् ॥ १५ ॥
यत्रत्यानां जनानां गिरिधरणमुखश्रीत्रिलोकार्थमायुः
सम्यग् व्यत्येति कालः सफलयति परं जन्मभूमौ सुरेष्टम् ॥
वेदो विध्यादिवाचा वशयति न च तान् मन्दिरे धर्मिनिष्ठां-
स्तत्रात्युच्चैः पताकां कलयदभिमुखं पश्य गोवर्धनेशम् ॥१६॥
द्रष्टुं [1]वतारसमये व्रज एव कृष्णं
केचित्पुलिन्दजनजातय उद्यता ये ॥
तेषां श्रुतौ सुचरितं स्मरतां च ते तं
मेवाडके गिरिधरं भज राजमानम् ॥ १७ ॥
तत्रैव श्रीद्वार्युपगम्य रम्यं श्रीविठ्ठलेशप्रभुं सुन्दरास्यम् ॥
स्यन्दत्सुधाशीकरमार्यसंगादंगावलोक्य त्वमुपेहि दास्यम् ॥ १८ ॥

---

१ अवतार शब्दस्याकारलोपः, 'वष्टि भागुरिरित्यादि' मतमनुसृत्य.

तदनु स्पृहयालुशेवधिश्रीनवनीतप्रियमार्यवल्लभानाम् ॥
अवलोकय लोकवेदतत्त्वं प्रियसुप्रेंखनखेलनस्वभावम् ॥ १९ ॥

गोवर्धनेश्वरवितीर्णनिजाभिधानं
स्वानुग्रहाद्द्विजकुलाब्धिकलानिधानम् ॥
गोस्वामिनं भुवि समस्तगुरुस्वभावं
गोवर्धनेश्वरमुपेहि महानुभावम् ॥ २० ॥

श्रीवल्लभाचार्यजविठ्ठलेशप्रश्वासने स्थातुमुदारमर्हम् ॥
कर्तुं च गोवर्धननाथसेवां तथानुगोविन्दमुपेहि जात ॥ २१ ॥

श्रीमद्गोस्वामिवंश्यान्कलयदनुमनः स्वीय सर्वस्वरूप-
श्रीमद्गोवर्धनाधीश्वरपरिचरणाबद्धकक्षान्समक्षम् ॥
श्रीद्वारावत्यधीशादिकविभुविनिवेशार्थमात्ताभियोगा-
नन्यानप्यन्नकूटोत्सवसमयसुखाम्भोधिमग्नं त्वमेधि ॥ २२ ॥

यद्यप्यन्यतमेषु मन्दिरवरेष्वस्ति प्रभूणां महान्
श्रीमानुत्सवसम्भ्रमस्तदपि भोः श्रीद्वारि लोकोत्तरः ॥
जन्माष्टम्यचलान्नकूटसुवसन्ताद्युत्सवे यादृगा-
नन्दस्तादृगितो परत्र न मनः श्रीनाथसंदर्शिनाम् ॥ २३ ॥

ससस्वरूपैः सहभोज्यलीलं सद्रष्टुमासीद्यतमानचेताः ॥
व्रजे स्वदेशे जयसिंहराजो यं संस्थितस्तं निजतत्रमेहि ॥ २४ ॥

गोस्वामिभट्टकुलवामदृशां च यत्र
श्रीनाथदेवमुखदर्शनमागतानाम् ॥
नानाविधाङ्गवरभूषणसिंजितेन
नो वेत्ति मुग्ध इतरः किमपीह लोकः ॥ २५ ॥

श्रीमन्मन्दिरसप्तकाञ्चितविभूनामग्रणीः सुन्दरः
श्रीगोवर्धननाथ एव भगवान्साक्षाद्य आलोकितः ॥
रूपं भागवतं ह्यवेहि तदहो सप्तार्थसंशोभितं
तत्तु स्वान्तरिव स्वयं पुनरितो नैव त्वयागम्यताम् ॥ २६ ॥

श्रीबालकृष्णं घनकान्तिजिष्णुं स्मर्तुं यदि त्वद्धृदयं सतृष्णम् ॥
श्रीद्वारिकेशान्तिकमास्थितं तं स्मर प्रभुं विट्ठलनाथखेलम् ॥२७॥

शृङ्गारितं वस्त्रविभूषणाद्यैः पुरस्कृतानेकविधान्नकूटम् ॥
नीराजितं मौक्तिकरत्नपात्र्या संदृश्यमानं भज भट्टमुख्यैः ॥२८ ॥

नानारसव्यञ्जनशाकपाकपङ्क्त्या वृतं शष्कुलचक्रशृङ्गम् ॥'
श्रीकुङ्कुमाक्तं धवलोदनान्नकूटं च गोवर्धनमानमीक्षे ॥ २९ ॥

सिंहप्रतोलीमुखबद्धतोरणं मन्दिरं नैकवर्णाकृति चित्रभित्तिकम् ॥
पताकया पाप्मविवामितर्जयजयत्समुद्रोर्ध्वसुपुण्ड्रलोकम् ॥ ३० ॥

पार्श्वे संततशोभितं च मथुराधीशस्य गोस्वामिभिः
सेव्यत्वेन निरूपितं नटवरं भाण्डारिकाजीवनम् ॥
इत्थं पश्य हृदंघ्रिवामवपुषं वृन्दावनेन्दुं व्रजे
रत्नं श्रीनवनीतराजितकरं श्रीवाल्लभीयप्रियम् ॥ ३१ ॥

तत्रान्तःकरण त्वयाप्तभगवच्छ्रीमूर्तिषु श्रीमदा-
चार्यैर्यरद्भुतभावितासु सततालोकानतिध्यानतः ॥
दैन्यं मे विनिवेदनीयमुरुधा येनैव तैः संभवे-
च्छ्रीगोवर्धनधारिणि स्फुरितया विज्ञापनं संज्ञया ॥ ३२ ॥

भोभो मानस हंस वच्मि पुरतः संप्रत्यहो ते हितं
स्वीयैर्यैरनिवेशतस्तु विभवः पञ्च स्वयं सङ्गताः ॥

यौ द्वौ तौ गिरिधारिपार्श्ववशगौ तत्रैव संराजत-
स्त्वं चैतत्त्वरया निवेदय दृशा तत्संगभोगोत्सवे ॥ ३३ ॥
अन्वाकर्णय झल्लरीझणझणं तालादिशङ्खस्वनं
वीणाया रणवं मृदङ्गमृदुलं घोषं च घण्टाघनम् ॥
गानं गौरवगुंफितं गिरिपतेः पूजासु गोक्रीडनं
स्वान्तालोकय लोकवेदविदितस्यारात्रिचारात्रिकाम् ॥ ३४ ॥
प्रातः प्रातरुपेत्य सुस्मितमुखं गोवर्धनाधीशितुः
पश्य श्रीमदनर्घ्यहीरचिबुकं गण्डस्फुरत्कुण्डलम् ॥
प्रेयस्यारतिरङ्गजागरदशासंशोणकोणेक्षणं
लग्नान्तर्नवनीतमीक्ष्यतिलकं सार्थं कुरु स्वं मनः ॥ ३५ ॥
रत्नमौक्तिकवितानचन्द्रिरे भूषितासनवति स्वमन्दिरे ॥
अप्राशपुरुकेलिकन्दुकं पार्श्वखेलनकहेमपात्रिकम् ॥ ३६ ॥
बर्हिणस्तबकरत्नमालिकामौलिमुल्लसितकंचुकम् ॥
कर्णकुण्डलललाटपत्रिकं नासिकामणिविलोलमौक्तिकम् ॥ ३७ ॥
कण्ठशोभिमणिहारबुद्धिकं श्रीभुजाङ्गदसुकंकणोर्मिकम् ॥
किंकिणीकटिमुदङ्घ्रिनूपुरं भावयस्व गिरिधारिणं विभुम् ॥ ३८ ॥
श्रीशृङ्गारितरूपदर्शनमनुश्रीगोपिकावल्लभ-
श्रीभोगेक्षणतः पुरः कुरु मनः श्रीराजभोगेक्षणम् ॥
पश्चात्सात्विकभावतोऽन्नमुरुधा तत्तत्प्रसादागतं
नानाव्यञ्जनमत्र पक्वमचिरादास्वाद्य मिष्टं चर ॥ ३९ ॥
एवं प्रातरहर्निशं भुवि चर श्रीद्वारि गोस्वामिनां
वैकुण्ठाधिकसौख्यदे पुरवरे पश्य ध्वजामन्वहम् ॥

साक्षान्मन्मथकोटिकोटिसुभगं श्रीमन्मुखं संमुखं
श्रीगोवर्धनधारिणोऽनिमिषितं दृष्ट्वा निमग्नं भव ॥ ४० ॥

निवेद्य सन्देशमिमं पुरस्तयोर्गोवर्धनोद्धारिणि पञ्चसु त्वम् ॥
कृपानिधिज्ञापित आज्ञया सतां तेषां समाकर्षय मां समीपे ॥४१॥

तदागतः स्यां सुकृतार्थतामहं मनः समाकर्षक सार्थतां त्वम् ॥
स एव सन्देशहरः समीड्यते नयेन्निजं सन्निधिसन्निधिं यः ॥४२॥

इति श्रीनाथः स्वं प्रणयि हृदयं दूतमहिनोत्
समादिश्यैकान्ते मधुरमधुरं वाचिकमिदम् ॥
तदेतत्संगम्य प्रभुचरणपार्श्वेस्तु विदितं
तदेतत्संप्रार्थ्यं मुहुरिह महत्सु प्रतिदिनम् ॥ ४३ ॥

श्रीगोवर्धननाथः प्रायो मामात्मनामधेय ।
अङ्गीकर्ता दीनं साधनहीनं ममेति मतिः ॥ ४४ ॥

इति श्रीवल्लभपदरजोरञ्जितचेतसा ।
मठेशेनेन्दिरेशेन मनोदूतोऽयमीरितः ॥ ४५ ॥

इति श्रीवल्लभचरणानुचरमठेशेन्दिरेशभट्टेरितमनोदूत-
काव्यं संपूर्णतामगात् ।

॥ श्रीकृष्णो जयति ॥

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमद्भट्टहरिहरविरचितं

# हृदयदूतकाव्यम् ।

कश्चित्कदापि जगतामधिपस्य दासो
निर्वेदमेत्य पुरि देवऋषेर्निषण्णः ।
दूत्ये विभोः पदसरोरुहदर्शनोत्को
युञ्जन्मनो गिरमवोचत योजितार्थाम् ॥ १ ॥

हे चित्त दीनमवधारय मां नवीन-
तारुण्यवैभवविलीनमतिप्रकाशम् ।
त्वत्तो न कंचन परं चतुरं हिताय
जाने तदेतदधुना विनिवेदयामि ॥ २ ॥

पञ्चेन्द्रियाणि विषयैकपरायणानि
नूनं निवारयितुमेव मतं यतन्ते ।
तत्तैरनीहितमपि स्वयमूहयित्वा
हृत्तादृशेन कृपया करणीयमेव ॥ ३ ॥

किंच त्वमेव हृदयेह नियोजनीयं
नान्येन कार्यमिदमार्यतमाभ्युपेयम् ।
हित्वा मधुव्रतकुलानि महोत्पलेषु
प्रेमा किमुल्लसति गोमयकीटकानाम् ॥ ४ ॥

गन्तव्यमस्ति तव धीरसमीरधूत-
वैवस्वतीसलिलशीकरशीलितान्तम् ।
वृन्दावनं जयति यत्र सदा विहारः
श्रीराधिकामधुमुरद्विषतोरुदारः ॥ ५ ॥

श्रद्धा सती तव यथा पथि वर्तमाना
सा नाम सूचयति सूचितमङ्गलानि ।
एकोऽधुना समवधाय शमं विवेको
मन्ये तथा स्वयमुदेष्यति ते सहायः ॥ ६ ॥

चेतो निसर्गविदिते तव वर्त्मनी द्वे
वामं विहाय बहिरेष्यसि दक्षिणेन ।
नो चेदनङ्गमदमत्सरमोहवाट-
पाटच्चरैरभिभवो भविता हिताय ॥ ७ ॥

चेतश्चतुर्दश जगन्ति निमेषमात्रा-
दत्येतुमर्हसि महान्त्यपि यद्यपि त्वम् ।
मार्गं तथापि शृणु ते गमनानुरूप-
माकर्णयिष्यसि ततो मम वाचिकानि ॥ ८ ॥

प्रेक्षिष्यसेऽनुपदमेव कलिन्दशैल-
शैवालिनीलहरिलभ्रमहोर्मिमालाम् ।
मन्दाकिनीं मुदिरमण्डलनिर्यदिन्दु-
ज्योत्स्नाविभागपरभागमुपाददानाम् ॥ ९ ॥

उच्चैः कलिन्दतुहिनाचलचालिताभ्या-
मेतत्सितासितसरिद्वयचामराभ्याम् ।
आवीज्यमानमिव तत्र च तीर्थराज-
मालोक्य मामपि कृतार्थयितासि चेतः ॥ १० ॥

विश्राममक्षयवटक्षितिजन्ममूले
कूले निलिम्पसरितोऽपि कलिन्दजायाः ।
लब्ध्वा मुहूर्तमथ तत्र पुरे विलम्ब-
मालम्ब्य सज्जनसमाजमुदीक्षितासे ॥ ११ ॥

एके महाध्वरधनंजयधूमधारा-
विर्भावहर्षितशतक्रतवो यजन्ते ।
गन्धेन होमहविषामतिशायिनैव
यत्रामरालयमुपार्जति पामरोऽपि ॥ १२ ॥

केचित्कषायवसनार्धजुषो निबद्ध-
माषाढकोटिभुवि मारुतकम्पिताग्रम् ।
कौपीनकं दधति मुक्तिपदप्रयाण-
निर्माणसूचनकरीमिव वैजयन्तीम् ॥ १३ ॥

यद्वृक्षवासवरवासनया निवृत्त-
यत्ना निरन्तरममेध्यविचिन्तनेऽपि ।
आतिथ्यसज्जगृहमेधिगृहाङ्गणेषु
हृत् केवलं बलिभुजो बलिभागभाजः ॥ १४ ॥

प्रस्थास्यते तत इतः पुरतो जवेन
कौतूहलेषु न मनागपि मानस स्थाः ।
खर्वीकृतानिलमहाजवगर्व सोढुं
नायं जनः क्षणविलम्बमपि क्षमेत ॥ १५ ॥

चित्त स्फुरत्कपिलकोपकृशानुदग्ध-
क्षत्रापवर्गपदलाभमहाप्रगल्भाम् ।
भागीरथीं त्वरितमुत्तरशृङ्गवेर-
नाम्नोपलक्षितमथो पुरमीक्षितासे ॥ १६ ॥

यत्रानुजेन जनकात्मजया च सार्धं
रामो विगाहितुमुपासितमाशरौघैः ।
प्राग्दण्डकावनमखण्डिततातसन्धो
र्मौञ्जीं तितीर्षुरकृत जनुतु जटाटवीनाम् ॥ १७ ॥
यस्यास्तटान्तपरिशीलितवर्त्मनैव
त्वं संचरस्व शिवशेखरशैवलिन्याः ।
क्षेत्रं ततोऽनुसर शौकरमेत्यशोको
यत्रापहाय वपुरच्युतधाम लोकः ॥ १८ ॥
पन्थानमेत्य भवति त्वरया प्रथाते
सा ते पुरा हृदय गोचरतामुपेता ।
यस्यामपाति बलिनो लवणासुरस्य
सौमित्रिणा शितशरेण शिरः शिरोधेः ॥ १९ ॥
सौधाग्रशोभिकुरुविन्दपुरन्दराश्म-
वैडूर्यनिर्गतमयूखपरम्पराभिः ।
यस्यामुदञ्चति दिगन्तरसंचयेषु
मात्यत्वतीव मुदिरेण विना धनुश्श्रीः ॥ २० ॥
यस्यामगारनिकराङ्गणकुट्टिमाग्र-
चन्द्रोपलक्षरणमूर्च्छितवाहिनीभिः ।
स्रोतस्विनीदिनकरान्वयवैजयन्ती
त्रिस्रोतसः श्रयति संगमजामभिख्याम् ॥ २१ ॥
यद्भित्तिसंघटितरत्नरुचिप्रकाण्डे
श्रेणीभिरुद्यदरुणोदयविभ्रमेण ।
आपीनपानसमयप्रतिमानभाजः
संप्रस्नुवन्त्यसमयेऽपि समांसमीनाः ॥ २२ ॥

उत्तुङ्गमङ्गलमृदङ्गनिनादभङ्गीः
श्रुत्वा यदीयमणिमन्दिरदेहलीषु ।
नानर्ति चन्द्रकिचयेन किमिन्द्रनील-
क्रीडाशिलोच्चयशिखाशिखरान्तरेषु ॥ २३ ॥
यस्याः प्रगेतननिकेतनगीतघोष-
पानादचेतनतया विदिताभिधानाः ।
नाधुन्वते किमु शिरांसि चलत्पताका-
वेषेण विस्मयवशादिव केतुदण्डाः ॥ २४ ॥
प्रासादकोटिघटितातुलहेमकुम्भ-
संभिन्नदीपकलिकामवलोकयन्तः ।
स्वप्रेयसीविरहकातरतात्तनिद्राः
पान्था निशि ग्रहगणभ्रममुद्वहन्ति ॥ २५ ॥
कर्पूरकुङ्कुमकुरङ्गमदप्रवाह-
सौरभ्यमांसलतया मरुतो यदीयाः ।
प्राक्प्रत्यगुत्तरतदन्यदिगन्तराले
किं नानुसन्दधति गन्धवहाभिधानम् ॥ २६ ॥
एके जयन्ति धनदाः शतमन्यवोऽन्ये
यस्यां परश्शतमिताः समवर्तिनोऽपि ।
सर्वोऽपि जन्तुरभवत्खलु कृष्णवर्त्मा
सा वर्ण्यतां कथमियं यदुराजधानी ॥ २७ ॥
सा पश्यतैव भवतेन्द्रियराज धूली-
धाराविधूसरतरी भवता भुवि प्राक् ।
निःपत्य निर्दलितदम्भतया [जम्मयां]
पश्चात्प्रविश्य सुदमेष्यसि निर्व्यलीकाम् ॥ २८ ॥

रथ्यासु संचरसि चेदिदमीयकासु
चेतः पुरा रुचिरबन्धशिला[स्थलीषु] ।
उद्दामयौवनमदोद्धुरमाधुरीणां
हस्ते निपत्य किमु निःक्रमितासि तूर्णम् ॥ २९ ॥
तामेव याहि न मयाऽहितमीहितं ते
सैव त्वया शिवपुरी निरधारि धूर्ते ।
बाहौ यदीयमणिकर्णिकयात्तमुद्रो
भाले यया शशिकलातिलकीकृतोसि ॥ ३० ॥
आशङ्कसे दशनचन्द्रिकया प्रकाशं
कोलाहलं कलयसि श्वसितोद्गमेऽपि ।
दूरं पदैस्त्रिचतुरैरपि मन्यसे त्वं
भावी कथं प्रियसखिप्रथमाभिसारः ॥ ३१ ॥
एषा लवङ्गलतिका नवमालिकेय-
मेतत्तमालतरुकाननमेष पन्थाः ।
धैर्यं विधेहि सविधे समुपैति मुग्धे
संकेतकेतकनिकेतनमेतदेव ॥ ३२ ॥
मुक्तावलीमुरसि योजय रत्नकाञ्चीं
मध्ये कुरु श्रवसि काञ्चनपत्रमेतत् ।
दोर्भ्यां पुनः परिरभस्व ममाङ्गमङ्ग
कामोऽसि नाथ हृदयान्न बहिर्गतोऽसि ॥ ३३ ॥
यस्यामितिप्रभृतिकानि नितान्तमुद्य-
न्मन्दाक्षसन्नमितमुग्धमुखाम्बुजानाम् ।
गोपानसीषु निभृतं शुकसारिकाद्याः
केलीवचांस्यनुवदन्ति नितम्बिनीनाम् ॥ ३४ ॥

कालं कियन्तमपि तत्र विलम्ब्य चेतो
जन्मस्थलीं समवलोकयितासि विष्णोः ।
श्रीवत्सलाञ्छनभृता हृदयेन देवः
प्रादुर्बभूव स च यत्र भुजैश्चतुर्भिः ॥ ३५ ॥

चेतः प्रदक्षिणमुपेत्य निपत्य भूमौ
भूयस्तरामथ नमस्कुरु दण्डवत्ताम् ।
यस्यामहो परमभागवताङ्घ्रिजेन
प्रक्षालयन्ति रजसैव रजोन्वितानाम् ॥ ३६ ॥

के वा न तत्र तुलसीदलदीर्घमालाः
के वा न चक्रजलजाङ्कितबाहुभालाः ।
के वा न केशवपदाम्बुजबद्धभावा
मूका अपि क्षतदृशोऽप्यथवापि शावाः ॥ ३७ ॥

के गोत्रविस्खलनतोऽपि न कृष्णमाहुः
स्वप्नेषु के पुनरमुं न विलोकयन्ति ।
आ दानवप्रसरमासुरमानवौघ-
मुद्दामभीतिभरतो रतिरीतिभिर्वा ॥ ३८ ॥

विश्रान्तिमेष्यसि ततो यमुनातरङ्ग-
संचारशीकरघटाशिशिरायमाणाम् ।
तामास्थितस्य तव भाविमतिप्रसक्ति-
संपत्ति किं बत कुतूहलमूहलक्ष्यम् ॥ ३९ ॥

प्रायो बहिर्वहति मेचकमेव तोय-
मन्तः पुनः कनककान्ति कलिन्दपुत्री ।
उन्मज्जतो यदिह मज्जनमेत्य जन्तो-
रङ्गं तमालरुचि पीतिमचारु वासः ॥ ४० ॥

चन्द्रोपला इव कलिन्दगिरीन्द्रनीलाः
किं नु क्षरन्ति यदियं यमुनाविरासीत् ।
तापिच्छगुच्छरुचिरच्छविरारमन्ते
कार्येषु कारणगुणा हि गुणानुदारान् ॥ ४१ ॥
एवं विचारयत एव तवाग्रदेशे
दोर्वल्लिकङ्कणझणत्कृतिकौतुकेन ।
आविर्भविष्यति घनस्तनभारखेद-
प्रस्वेदसिक्ततनुमुग्धवधूसमूहः ॥ ४२ ॥
द्रागन्तरायमिव मूर्तमपास्य दूरं
मुग्धाङ्गनानिवहमङ्क पदं निधेहि ।
औत्तानपादिपदपद्मसमर्पणेन
निष्पूतरेणुपरमाणुनि तीर्थरत्ने ॥ ४३ ॥
यत्रातपस्यदवलिप्तसपत्नमातु-
र्वाक्शल्यकीलितमना इव राजपोतः ।
पञ्चाब्द एव हि परं पदमुन्निनीषु-
रात्मानमुन्नतमनादृतपादपीठः ॥ ४४ ॥
वैकर्तनीमथ मरुत्परिवर्तितोर्मि-
मावर्तगर्भपरिवर्तितमुग्धमीनाम् ।
उत्तीर्य कंचन शचीपतिदिग्विभाग-
माक्रम्य चेद्व्रजमुपैषि तव स्तवः स्यात् ॥ ४५ ॥
शापाद्विमोचयितुमैलविलस्य पुत्रौ
यावन्तरेण निरगादुरगारिकेतुः ।
सन्दानदामभिरुलूखलके निबद्ध-
स्तावर्जुनाविह तरू विषयीकुरुष्व ॥ ४६ ॥

कृष्णेन कैतवजुषः कृपयैव मन्ये
स्तन्यं सहासुभिरपीयत पूतनायाः ।
येनेयमाप विषदानपरापि यत्र
धात्रीजनोचितमलौकिकमेव लोकम् ॥ ४७ ॥

तत्रोचितो यदपि चित्त कियान्विलम्बो
गोपालकोमलपदाङ्कितभूतले ते ।
सेवस्व मुग्धमहिलाधरपानलीला-
सानन्दनन्दतनयाङ्कितलं तथापि ॥ ४८ ॥

एतद्बृहद्वनवियोगकलार्थ एव
वृन्दावनं समधिगच्छ तदच्छशीलम् ।
यन्मत्तचेतनकुलं व्रजबन्धुवक्त्र-
विन्यस्तमुग्धमुरलीरवमाधुरीभिः ॥ ४९ ॥

गम्भीरभक्तिरसशैवलिनीजलेन
मालिन्यमान्तरमपि त्वमपोह्य दूरम् ।
वृन्दावनं प्रविश चित्त तथाविधस्य
स्थानं प्रभोरनघमुज्ज्वलवेषगम्यम् ॥ ५० ॥

के वा न तत्र तरवो विकसत्प्रसूना
जुष्टानि कानि कुसुमानि न वा द्विरेफैः ।
गुञ्जन्ति के न मधुपा मधुपानमत्ता-
स्तत्तादृशं वनमनन्यसमानमेव ॥ ५१ ॥

अत्रस्तकोकिलवधूकुलकण्ठनाल-
निर्यत्कुहूरुतकरम्बितदिग्विभागे ।
उत्तालताण्डवितमत्तशिखण्डियूनि
तस्मिन्वने कथय किं न मनो मनोज्ञम् ॥ ५२ ॥

तत्राथ संयमितपीतपताकमुच्चै-
रानद्धतोरणमतुच्छमयूरपिच्छैः ।
जानीहि मन्दिरमिदं खलु नन्दसूनो-
र्यन्मन्दरेण गिरिणा नियतोपमानम् ॥ ५३ ॥
यद्वारि मत्तकलहंसकुटुम्बिनीनां
साकूतकूजितभरैरनुशीलितायाम् ।
ह्रीसन्नतभ्रु किमपि स्मयमानवक्त्रा
गोप्यः प्रयान्ति रतिकेलिमनुस्मरन्त्यः ॥ ५४ ॥
वृन्देन नन्दगृहिणीपरिचारिकाणा-
मामथ्यमानजलमन्थसमुत्थनादैः ।
मन्थाचलक्षुभितदुग्धपयोधिमध्य-
कल्लोलताण्डवमुदाहरतीह लोकः ॥ ५५ ॥
यस्याङ्गणोद्गतकदम्बतरुप्रसून-
सौरभ्यसंभ्रमभरादुपरि भ्रमन्तः ।
छत्रश्रियं वियति बिभ्रति पादपाना-
मत्राधिपत्यमिव रोपयितुं द्विरेफाः ॥ ५६ ॥
जागर्ति काञ्चनमयं तरुमुत्तरेण
तच्चित्त केलिभवनं यदुनन्दनस्य ।
तत्रैतदीयचरणाम्बुजचञ्चरीकी-
भूय त्वमर्थिवरतां सफलीकुरुष्व ॥ ५७ ॥
रूपेण येन वयसा च विभूषणेन
येनान्तरिन्द्रियजवादवगत्य कृष्णम् ।
तत्पादपङ्कजरजःपरमाणुसख्य-
माख्यापयिष्यसि समाकलयाशु तत्तत् ॥ ५८ ॥

उद्गच्छदम्बुभरमन्थरवारिवाह-
श्रेणीविजित्वरतनुस्तडिदम्बरश्रीः ।
यः स्याद्विनिद्रसरसीरुहसोदराक्षो
लक्ष्यस्त्वया स खलु बल्लववंशबन्धुः ॥ ५९ ॥
उल्लङ्घ्य वारणयुवातिगभीरमम्भो
नादेयमद्रिमिव यौवनमारुरुक्षुः ।
उत्तीर्णशैशवदशापरिणाम एष
पर्यन्तभूमिपरिशीलनमातनोति ॥ ६० ॥
वेधास्तदीयमुखनिन्दितमिन्दुबिम्बं
संचूर्ण्य तच्चरणपल्लवमभ्यषिञ्चत् ।
तद्बिन्दवः स्खलितशम्बलितास्तदग्रे
संचारयन्ति नखपञ्चकदम्भमुच्चैः ॥ ६१ ॥
व्यासर्पिसारसनशोणमणिप्रभाभिः
सिन्दूरितेव करिणस्तरुणस्य शुण्डा ।
सुस्निग्धमुग्धमृगनाभिसनाभिकान्ति-
स्तस्योरुदण्डयुगली परिशीलनीया ॥ ६२ ॥
एतस्य मानस विकासिनि हृत्सरोजे
रोमावलीकपटकोमलनालदण्डे ।
अभ्यस्तकौस्तुभमणिद्युतिचक्रवालं
किञ्जल्कपुञ्ज इव मञ्जुलतामुपैति ॥ ६३ ॥
मध्येन केसरियुवांसभुवा महोक्षः
शुण्डोरुणा घनकपाटमुरस्थलेन ।
कण्ठेन कम्बुरुचिमम्बुजमीक्षणेन
जिग्ये मुखेन हरिणा हरिणध्वजोपि ॥ ६४ ॥

चन्द्रो निजावयवदोषमवेक्ष्य भीत-
स्तद्वक्त्रशीतमहसो निरलीयतान्तः ।
नो चेत्कथं दशनपङ्क्तिमिषादमुष्मिन्
द्वात्रिंश[दर्पितकलाः] कलयन्ति [नूनम्] ॥ ६५ ॥
दोर्मूलसंमिलितपीतदुकूलभासा
सान्द्रेण शेखरजुषा शिखिचन्द्रकेण ।
गण्डस्थलप्रविचलन्मणिकुण्डलेन
जानीहि चित्त वनमालिनमात्तवेणुम् ॥ ६६ ॥
शृण्वन्सकेलिशुककौतुकजल्पितानि
क्रीडाविलासकुशलैरथ बल्लवैर्वा ।
संचिन्तयन्व्रजवधूजनचेष्टितं वा
त्वद्गोचरीभवितुमर्हति बर्हमौलिः ॥ ६७ ॥
न स्यात्कदाचिदिह चेदरविन्दनाभो
गत्वा कियन्त्यपि पदानि ततो जवेन ।
हर्म्येषु संचर हिरण्मयशेखरेषु
यान्यध्यशेत वृषभानुरुदारशीलः ॥ ६८ ॥
जीमूतदामपरिणामविजित्वरेषु
विद्युल्लता इव शतं कलधौतभासः ।
येषु स्फुरन्ति वृषभानुसुतावयस्या-
[संघा] दुहेति(?)विकटा च कटाक्षवृष्टिः ॥ ६९ ॥
तत्प्रान्तवर्ति परिशीलय लीलयैव
चेतः प्रमद्वनमलिव्रजगुञ्जितेन ।
प्राचीनतां व्रजति कांचन केतकीनां
यस्यावलीकुसुमधूलिविधूसरश्रीः ॥ ७० ॥

तत्रास्ति केलिशिखरी वृषभानुजायाः
पर्यन्तहेमकदलीतरुवेष्टरम्यः ।
साकं सखीभिरधितिष्ठति वासरान्ते
कान्तेन मन्मथकथापथकौतुकेन ॥ ७१ ॥

एतस्य भाति करलभ्यलसत्प्रसूनो
वामे कदम्बविटपी बकुलोऽन्यतश्च ।
पश्चात्परिस्फुरति काञ्चनचम्पकोऽपि
नागोऽपि किं सुमनसां प्रसरः सदा तैः ॥ ७२ ॥

रत्नौघनिर्मितहिरण्मयवेदिकायां
तत्तत्प्रसूनभरसौरभवेदिकायाम् ।
राधां परार्ध्यपरमास्तरणे निषण्णां
सेवस्व नाशय भरं द्विषतां च षण्णाम् ॥ ७३ ॥

जानामि वल्लवकुलैकललामभूता
चेतो विधेरियमभूतचरीव सृष्टिः ।
पुंसोऽपि यत्र परमोऽतिपुरातनस्य
लीलातनोरहह पल्लवितोऽनुरागः ॥ ७४ ॥

मुक्तामनोजकरिकुम्भगतास्तदूरु-
शुण्डापथेन किल निर्गलिताः कियन्त्यः ।
ता एव तच्चरणपुष्करभागलग्ना
निर्धारिता नखमिषाद्वृषभानुजायाः ॥ ७५ ॥

यस्याः पदे सरसिजन्मपदेऽभिषिक्ते
सिक्तेव यावकरसैरिव वेधसैव ।
व्यामुञ्चतोऽत्र सहवासमलौकिकाभ्या-
मेते हि मानस लसत्कलहंसकाभ्याम् ॥ ७६ ॥

तस्यास्तदूरुयुगली कलधौतरम्भा-
संभावनामुपदिशत्यसकृज्जनानाम्
उद्यत्तदीयदलदीर्घशलाकयैव
रोमावलीलतिकया यदभूयतोच्चैः ॥ ७७ ॥
यो मेखलां समुपनह्यति रत्नगर्भा
येनाम्बरं निरवकाशमिवावभाति ।
सा नौचिती किमु यदत्र नितम्बबिम्बे
चामीकराचलरुचिर्निरचायि तस्याः ॥ ७८ ॥
विस्तारशालिनि घने जघनस्थलेऽस्या
नीवीविनिर्मितिरनूनविदग्धतायाः ।
लाक्षारसच्छुरितकोमलतालपत्र-
संकोचकालसुषमामुपमानमेति ॥ ७९ ॥
रेखाभिरेव तिसृभिस्त्रिवलीमिषेण
तारुण्यभावमरविन्दविलोचनायाः ।
निश्चित्य पङ्कजभवेन किमु व्यधायि
नाभीनिभादपि न शैशवशून्यबिन्दुः ॥ ८० ॥
शङ्के शिरीषसुकुमारतराङ्गयष्टे-
रङ्गं समारभत भूतचतुष्टयेन ।
वेधा विलम्बमपहाय विहायसेन
तत्केवलेन पुनरारचयांचकार ॥ ८१ ॥
नाभीसरोवरमगाधयतोऽवगाह्य
पङ्को नु काञ्चनमयो नवयौवनेन ।
तत्पार्श्ववप्रविधयोरसि राधिकाया
न्यस्तो हि स स्तनतटभ्रममातनोति ॥ ८२ ॥

संजप्य यौवनमहामनुमस्य सिद्ध्यै
क्षामेण शैशवतिलानपि हूयतास्याः ।
यन्नाभिकुण्डकुहरे तत एव मन्ये
रोमावलीकपटधूमलताविरासीत् ॥ ८३ ॥

वृत्तौ मदद्विरदकुम्भतटाविवास्या
जाम्बूनदाम्बुजपुटाविव दर्शनीयौ ।
शैलूषशाखिफलवत्कठिनावुरोजौ
नैकत्र साम्यमनयोरनुमीयतेऽपि ॥ ८४ ॥

ग्रैवेयरत्नकिरणोदितवैद्युतश्री-
र्मुक्ताकलापकपटेन मिलद्बलाकः ।
लावण्यवृष्टिभरमातनुतां कथं वा
संबाधबन्धुरतया न पयोधरोऽस्याः ॥ ८५ ॥

बाहू मृणालरचितावुचितैव ताव-
द्व्याकोशकोकनदबुद्धिरुदेति पाण्योः ।
लावण्यपल्वलपयःपृषतानताङ्ग्या
लग्ना यदङ्गुलिदलेषु नखच्छलेन ॥ ८६ ॥

दुग्धाब्धिमन्थनविधौ सह कम्बुनैव
किं प्रादुरास तरुणस्तुहिनांशुमाली ।
यत्तादृशेन मुखमद्भुतकण्ठनालं
तेन व्यधत्त विधिरुत्पललोचनायाः ॥ ८७ ॥

राकातुषारकरमण्डलसारभाग-
मादाय निर्मितवता मुखमुत्पलाक्ष्याः ।
मुक्ताः क्वचित्क्वचिदसारतया तदंशा
यद्वेधसा जगति ते तत एव मुक्ताः ॥ ८८ ॥

कर्णौ दलत्कनककेतकजित्वराश्रया
मूलं गतौ निरुपमानकथापथानाम् ।
इत्याकलय्य किमु कुण्डलनां विधाता
ताटङ्कनिर्मितिमिषादुररीचकार ॥ ८९ ॥
नासा समुल्लसति हेमतिलप्रसून-
सौभाग्यविभ्रमभरभ्रममावहन्ती ।
रेखा भ्रुवोरपि सरोजदलायताक्ष्या-
स्तन्मूलपत्रयुगलीव चमत्करोति ॥ ९० ॥
निर्माय पूर्णशरदिन्दुसुधारसेन
द्वात्रिंशदक्षरमयीमिव पद्मसुद्राम् ।
आद्येयमद्भुतविनिर्मितिरित्युवाच
धाता किमुत्पलदृशो दशनच्छलेन ॥ ९१ ॥
आमत्तखञ्जनमहामदभञ्जनाक्ष्या-
श्चेतश्चमत्कृतिमहोत्सवमातनोति ।
चक्षुर्द्वयं ध्वजतया मदनेन नासा-
वंशेन वा नभसि मीनयुगं निबद्धम् ॥ ९२ ॥
उन्निद्रविद्रुमलतासु न तादृशी श्री-
रम्लाननूतनजपाकुसुमेषु नैव ।
नो वा विपाकभरशालिनि बिम्बखण्डे
जानीमहे निरुपमोऽधरपल्लवोऽस्याः ॥ ९३ ॥
किं निर्मितास्तिमिरतन्तुभरेण केशा
निर्माणकौशलविदा जगदीश्वरेण ।
यस्याः पदेषु सुभृशं विनिवेशितानि
पश्यन्ति किंचन परं न विलोचनानि ॥ ९४ ॥

रत्नाच्छविद्रुमलिके तिलकं निबध्य
सीमन्तसीमनि च मौक्तिकदाम राधा ।
सा बिभ्रती वसनमल्पितबन्धुजीवं
पृष्ठा करोति मुदितं व्रजबन्धुजीवम् ॥ ९५ ॥
तत्राबले मुकुरमानय रत्नमाले
पाणौ पुनर्मधुरवाणि गृहाण वीणाम् ।
ताम्बूलमर्पय तमालतेन ताल-
वृन्तानिलं तरलिके भवती करोतु ॥ ९६ ॥
श्यामे निशामय कथां व्रजवल्लभस्य
शृङ्गे तरङ्गय विलासवचोमृतानि ।
तालेन ताण्डवय केकिशिशुं विशाखे
तारेऽवतारय करादिह केलिहंसम् ॥ ९७ ॥
छायां विधेहि ललिते नलिनीदलेन
संभावय भ्रमरिके मृगनाभिलेपम् ।
इत्यादिकानि चकितैणकिशोरदृष्टे-
राकर्णयिष्यसि सखीजनभाषितानि ॥ ९८ ॥
(त्रिभिः कुलकम् ।)
तत्रापि नन्दतनयं तमविन्दमान-
मानन्दसान्द्रमनिरीक्ष्य च राधिकां ताम् ।
चित्त त्वरस्व च यतस्व च वक्ष्यमाण-
मालोकितुं नवनिकुञ्जमतीव मञ्जु ॥ ९९ ॥
प्रत्यग्रपल्लवितबालतमालवीथी-
मुल्लङ्घ्य केतकलतावनमुत्तरेण ।

कूले कलिन्ददुहितुः प्रतिबद्धमूलं
  द्रष्टासि केसरमशोकमनोकहं च ॥ १०० ॥
तावन्तरेण च लवङ्गलतावनद्धं
  तन्माधवीमधुरमण्डपमित्यवेहि ।
तस्मिन्विधाय सह राधिकया विहार-
  मानन्दमन्थरहृदा हरिणाङ्क भाव्यम् ॥ १०१ ॥
गत्वा निकुञ्जभवनं भव नन्दसूनो-
  स्तद्द्वारि दर्शनसुखावसरप्रतीक्षि ।
तत्त्वं ततः प्रविश चित्त विनीतवेषं
  नान्तःपुरं हि सहसोचितमार्य गन्तुम् ॥ १०२ ॥
प्रेमोपदामनुपनीय न तत्र धीर
  गन्तव्यमच्युतपदाब्जतलोपलब्ध्यै ।
दासो हि किंचन सुसंचितमेव वस्तु
  गृह्णन्करेण निजमीश्वरमभ्युपैति ॥ १०३ ॥
श्रीराधया सुभगशीलितसव्यभाग-
  मासेव्य तं हृदय नन्दकुमारमारात् ।
प्रागेव तच्चरणरेणुसमानशील-
  मुन्मीलय त्वमिति वक्तुमुपारभस्व ॥ १०४ ॥
दूतोस्मि देव भवदीयपदारविन्द-
  द्वन्द्वाङ्कितं पदमनश्वरमीयुषोऽहम् ।
आकर्णयाशु करुणालय गायतो मे
  विज्ञप्तिमस्य खलु यामयमाह दासः ॥ १०५ ॥
श्रीराधिकाशरण मामनुपाधिसङ्गं
  तच्छाधि किंचन समाधि यथानुवर्ति ।

आराधितेन खलु येन भवाधिमुद्रा
सा बाधिता भवति दूरमबाधितापि ॥ १०६ ॥

जानासि वेदपथि मां जलदैकदेश-
विन्यस्तविश्व तदयं मदनुग्रहः स्यात् ।
निःसारयन्बहिरितस्त्वमिमं जनं चे-
दङ्घ्रैर्नियोजयसि पादतले निधाय ॥ १०७ ॥

प्रह्लादवन्न यदपि स्फुरदात्मबोधो
नैवास्मि नारद इव त्वयि बद्धभावः ।
हन्ताऽपराधशतसंकुलितं तथापि
किं मामजामिलपदेन समं करोषि ॥ १०८ ॥

नाम्नैव ते क्वचन भक्तिपुरस्सरं वा
दम्भानुवृत्ति यदि वा परिकीर्तितेन ।
प्रोत्सारितानि यदुनन्दन पातकानि
कोऽयं भवच्चरणसन्निधये विलम्बः ॥ १०९ ॥

नाडिन्धमः स्वकृतकङ्कणकुण्डलादि
विक्रीय पालयति नित्यमपत्यदारान् ।
कस्मादिहेश वपुषो मम निर्निमित्तं
निर्माणकर्मणि महानयमाग्रहस्ते ॥ ११० ॥

यज्ञानयज्ञ वितनोतु जनस्तपस्या-
मायास्यतु व्रजतु तीर्थकदर्थनानि ।
दानानि षोडश ददातु सदा तु कृष्ण
त्वन्नामकीर्तनमवर्तनविश्वसित्यै ॥ १११ ॥

शास्त्राणि विस्तृतविसंमतिनिरूपाणि
नामूनि कृष्ण कथयन्ति यथातथं त्वाम् ।
तेभ्योऽयमञ्जलिरकारि समञ्जसं तु
त्वद्भक्तिरेव जगदीश निवेदयित्री ॥ ११२ ॥

एतावदेव कथनीयमितोऽधिकं तु
वाच्यं न किंचिदपि चित्त विभोः पुरस्तात् ।
येनाग्रमुल्लसदमुद्रदयासमुद्रः
स्वैनैव तावदवगच्छति साधुभावम् ॥ ११३ ॥

शिक्षाविधिः पुनरयं त्वयि मामकीनो
नागन्तुमर्हसि विहाय तदङ्घ्रिसेवाम् ।
यत्त्वानुरक्तमवबुध्य स मां कदाचि-
दाकारयेन्निजपदाम्बुजदर्शनाय ॥ ११४ ॥

इत्थं संदिश्य दासो हृदयमथ हरेः पादपद्मावलोक-
व्याख्यानाशोकताख्याभिलषितपदवीलाभहेतोर्विसृज्य ।
प्रायेणैतत्परीक्षारसविवशमतिः केवलं तत्सपर्या-
पर्यायारम्भपर्याकुल इह विषये नोन्मुखीभावमेति ॥११५॥

---

इति श्रीमद्भट्टहरिहरविरचितं हृदयदूताख्यं काव्यं समाप्तम् ॥

# हृदयदूतकाव्यम् ।

## સંદેશાનો સાર.[1]

### પંડિત ગટ્ટૂલાલજી કૃત.

પદ.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ રાગ.

હૃદય હવે તો હરિપદ પાસે પ્રેમથી,
જાવા થા સજ કરવા કામ જરૂરજો. ટેક.

સંદેશો દેનારો તુજવણ કોણ છે,
બીજો ત્યાં નવ પહોંચે, છે અતિ દૂરજો. ૧

પાંચે ઈંદ્રિય બદલી ગયાં,
વિષય વશ થઇ તુજને ખેંચે ક્રૂરજો;
કાંઇ કર્મેન્દ્રિય તો જડ જાણે નહિ,
તુજ મરજીથી મહેનત માંહી મજૂરજો. ૨

પળ પળ આયુષ ચોરે યમ દિવસો ગણે,
કાળ સર્પની મુખવિષઝાળ કરાળજો;
પાણી પહેલી પાળ બાંધ સંભાળ તું,
ભાળ ટાળ નિજ આળસ જાળ વિશાળજો. ૩

ખટપટ તજી ત્યાં ઝટપટ પહોંચવા,
સરલ સાફ છે સુખકર સેવા પંથજો;

---

૧ હૃદયરૂપ દૂત સાથે જે સંદેશો કહાવેલો છે તેનું એક ગુજરાતી પદ કરીને મૂકવા વિષે કેટલીક તરફથી સૂચના મળવાથી આ પદ રચવામાં આવ્યું છે.

વર્ણશ્રમના ઉત્તમ અગવા[1] તુજને દઉં,
પંથ બતાવે શ્રીહરિમુખના[2] ગ્રંથજો. ૪

સતી સુહાગણ શ્રદ્ધા સામી માર્ગમાં,
આવી દીશે કાર્યસિદ્ધિ દેનારજો;
વેદ ભણંતા વૈષ્ણવ વિપ્રો વંદજે,
આ વખતે આ ઉત્તમ શકુનો સારજો. ૫

કામ ક્રોધ મદ લૂટારા પથમાં ઘણા,
વચ્ચે હરે ધન મારે ભાંગી અંગજો;
તેથી બચવા લેજે ચોકી ચાહથી,
સથવારામાં સદાશુદ્ધ સત્સંગજો, ૬

રહી સાથમાં થાય સહાય સદા તને,
એવો બસ છે એકજ છેક વિવેકજો.
ખરચી ધર્મ અને ભાથું હરિપ્રેમ જે,
તે સંભાળી કરશે કુશળ અનેકજો. ૭

વ્રજ વૃંદાવનમાં વહાલો મળશે તને,
ટળશે તારા તરત સકળ સંતાપજો;
મધુપુરદર્શનથી બળશે બહુ જન્મનાં,
પ્રબળ અનળથી તૃણની પેઠ પાપજો. ૮

ગિરિ કલિંદની કન્યા કલિકલેશ દળશે બધા,
દર્શન માત્રે ફળશે મોટાં ભાગજો;
મરકતમણિમાળા[3] જાણે મધુપુરીતણી,
શ્રીયમુના આપે લોચન અનુરાગજો. ૯

શ્રીહરિ અંગ સંગથી મંગળ તેતણા,
જળ તરંગ તુજ દેશે ભવનો ભંગજો;

---

૧ વળાવા-ભોમિયા. ૨ ભગવાનના મુખથી વેદ, ગીતા વગેરે ગ્રંથો. પક્ષે ભગવન્મુખાવતાર શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ગ્રંથો. ૩ નીલમ.

યમુનાપૈયપાનેથી ભગિની પુત્રને,
નરક નાખવા યમ અડકે નહિ અંગજો. ૧૦

જન્મભૂમિ જઇ જોજે જલદ જરૂર ત્યાં,
જ્યાં પ્રકટ્યા હરિ પોતે શ્રીમથુરેશજો;
શેષમહેશસુપૂજિતકેશવૈચરણના,
હૃદયદેશ નહિ રહે ક્લેશનો લેશજો. ૧૧

પુન્યધુરિન પુરીની કરી પરિક્રમા,
ભવનો ને યમુનાનો ઉતરી પારજો;
શ્રીગોકુળ નિરખે તો કુળ તરશે બધાં,
પરમ પવિત્ર મહાવન નંદાગારજો. ૧૨

બ્રહ્માદિકને ધ્યાને દુર્લભ શ્રીહરિ,
રીખંતૌ જ્યાં લોટ્યા જગદાધારજો;
તે હરિ હરિજનના પદરજમાં લોટજે,
પ્રેમ અશ્રુ પડતે તું વારંવારજો. ૧૩

દામોદર દામણથી બંધાયા જહાં,
નિત્ય મુક્ત ઇશ્વર છોડી નિજ નેમજો;
જનનીના મનની ઇચ્છાને પૂરવા,
ભક્તવશ્યતા જોતાં વધશે પ્રેમજો. ૧૪

બાળ રસાળ ચરિત્રતણો રસ છે ઘણો,
પણ તારે ત્યાં મગ્ન થવું નહિ હાલજો;
સુંદર બાળમુકુંદ વદન અરવિંદનો,
છબી મરંદ પીવા મળશે શુભ કાલજો. ૧૫

---

૧ શ્રીયમુનાજીનું પય એટલે જલનું પાન. પક્ષે માતાની પેઠે દૂધનું પાન કરનાર જીવો શ્રીયમુનાજીના પુત્ર થયા, તેથી શ્રીયમુનાજીનો ભ્રાતા યમરાજા પોતાના ભગિની પુત્રોને નરકપીડા કેમ આપે ? પદ્મપુરાણમાં યમે પોતાની બેન યમુનાજીને વચન આપેલું છે કે, જે તમારૂં જળપાન પણ કરશે તેને હું પીડીશ નહિ. ૨ કેશવ નામનું ભગવદ્ સ્વરૂપ ત્યાં પ્રસિદ્ધ છે. ૩ ઘુંટણીએ ચાલતાં.

હરિયે મુખમાં મેલેલી મૃદુ મૃત્તિકા,
ખાતાં તો મળશે કોમળતા સારજો;
હૃદય તરંગ તું વળજે વૃંદાવન ભણી,
ધ્યાન ધરીને રમતા નંદકુમારજો. ૧૬

વૃંદાવનમાં નંદીશ્વર[1] ગિરિ પાસ છે,
શ્રીગોકુળ પર નંદગામ એ નામજો;
રસ વરસાવે વરસાનું ગિરિ ઉપરે,
ત્યાં નજીક વૃષભાનુલાડિલીધામજો. ૧૭

હરિપદગોપદગોપપદાંકિતભૂમિમાં,
નંદસદન જોજે નંદીશ્વર હેઠજો;
શૂકે કહી લીલા બહુ બહુ નંદગામની,
તે સ્મરતાં પીગળીશ માંખણ પેઠજો. ૧૮

તરતજ હરિ મળવા સ્થળ છે વ્રજમાં ઘણાં,
નંદગામ પાસે અતિ અદ્ભુત એકજો;
પરમવિરહપરિતપ્ત ગોપિકાને કહ્યો,
જ્યાં ઉદ્ધવના મુખથી કાંઇ વિવેકજો. ૧૯

તે સ્થળમાં એકાંત શાન્ત થઈ બેસજે,
પ્રથમ કરી પ્રેમે ગુરુચરણ પ્રણામજો;
નિસ્સાધન અતિ દીન થઇ શરણે જઇ,
ધ્યાન ધારજે વ્રજપતિ કેરૂં ધામજો. ૨૦

ત્યાં અથવા બરસાનુમાં સંકેતમાં,
ચીરઘાટમાં યમુના તટમાં ક્યાંયજો;
શ્રીભાગવત અને હરિજનવાણીથકી,
જરૂર ધામસહિત હરિ દર્શન થાયજો. ૨૧

---

૧ વ્રજમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરરૂપ ત્રણ પર્વત છે. નંદીશ્વરગિરિ એ શિવરૂપ, વરસાનું (વ-શ્રેષ્ઠ, સાનું-શિખર તે વરસાનું) ગિરિ એ બ્રહ્મારૂપ, (તે પર્વતના નામ ઉપરથી તે ગામ પણ વરસાનું કહેવાય છે) અને શ્રીગોવર્ધન વિષ્ણુરૂપ.

પરમ ધામ અભિરામ શ્યામનું ત્યાં તને,
ગુરુકરુણાથી જ્યારે દીશે સારજો;
પ્રથમજ હરિગુરુ હરિજનને વંદન કરી,
સાવધાન થઈ ત્યાં જાવું નિરધારજો. ૨૨
નિર્મળ જળ યમુના તુજ દર્શન આપશે,
રત્ન જટિત તટ બે મણિમય સોપાનજો;
અલિકુલ સંકુલ કમળ રસાલ મરાલ[1] ત્યાં,
દેહ અલૌકિક મળવા કરજો પાનજો. ૨૩
સુખવર્ધન ગોવર્ધન ગિરિવર નિરખજે,
ઉત્તમ ખગ મૃગ નગ[2] ઝગમગ નગ[3] કાંતિજો;
સુંદર કન્દર મંદિર અંદર થાયછે,
નિરઝર ઉપવન ભવન પવનથી શાંતિજો. ૨૪
સવિનય જઇ જોજે કાલિંદી કુલમાં,
સુફલ ફૂલ અનુકૂળ કલ્પતરુ મૂલજો;
કોટિ મદન મદ દલન જલદ સમ શ્યામ તે,
અંગ વીજળી જેવું પીત દુકૂલજો. ૨૫
મોર પીછ શિરપર ચિત ચોર કિશોરનાં,
કરપર અધર ધરી મુરલીસુર લીનજો;
બ્રહ્માદિકને દુર્લભ દેવ સમાધિમાં,
જેમ તેમ પણ પ્રેમભક્તિ આધીન જો. ૨૬
કંઠે કૌસ્તુભ ચરણ અડે ગુંજાતણી,
માળા ને વનમાળા તુલસી માળજો;
વદન કમળ પર ખેલે ખંજન બે પઠે,
મદભંજન મનરંજન નેન વિશાળજો. ૨૭
અલિકુલ પેઠે ચલ કુંતલ[4] રાજે ઘણા,
મકરાકૃતિ બે કુંડળ કાને લોલજો;
મંદ હાસથી કોટિ ચંદ છબી જીતતાં,
અરુણ અધર શુભનાશા ચિબુક[5] કપોલજો. ૨૮

---

૧ હંસ. ૨ વૃક્ષ. ૩ પર્વત. ૪ છુટાછુટા કેશ. ૫ હડપચી.

મંદ દર્પ કંદર્પ કોટિ રૂપે થયા,
આનંદાત્મક ઉદર ચરણ કર અંગજો;
વામ ભાગમાં મૂળ રમા પરમા લસે,
મૂર્તિમતી પરભક્તિ રાધિકા સંગજો. ૨૯

દર્શન માત્રેજ દૂરથકીજ પ્રણામ તું,
પ્રેમે કરજે ધરજે નહિ કો કામજો;
હેમ કોટિથી અધિક પ્રેમ અતિ શુદ્ધ તું,
ભેટ કરીને કહેજે શ્રીગુરુનામજો. ૩૦

હું અધન્ય તું ધન્ય અનન્ય ખરેખરો,
મુજથી તું જોઇશ પ્રથમ વ્રજ ઇશજો;
તુજ સહાયથી મુજને પણ મળશે હરિ,
અખિલ ભૂપની રૂપ સુધા તું પીશજો. ૩૧
શરણાગત જાણી કરુણા કરશે હરિ,
અતિ પ્રસન્ન મુખ દેખી નંદકુમારજો;
અવસર જોઈ ભક્તકૃપા ભરમે રહી,
દીન થઈને વદજે વાણી સારજો. ૩૨

"દાસ તમારો દીન થઇને વિનવે,
શરણ ગ્રહીને ચરણ તમારાં એકજો;
કર્યું સમર્પણ મેં તમને સર્વસ્વનું,
પણ મુજમાં નથી આશ્રય ધૈર્ય વિવેક જો. ૩૩
આપવિયોગ થતાં ભવ ભોગજ ભોગવ્યા,
સ્વર્ગ નરકને બ્રહ્મલોક નરલોકજો;
બહુ ભટક્યો પટક્યો માયાએ મોહમાં,
અટક્યો અતિ ધનજનવનિતાસુતશોકજો. ૩૪
કરુણાકર ગુરુએ તાણી વાણી કહી,
પ્રાણી પાણી મથવું તજ હરિસેવજો;
તે વાણી જાણી નહિ ચિત્તમાં,
મેં મૂઢે નહિ આપ ઓળખ્યા દેવજો. ૩૫

---

૧ કેવળ,

સર્વેન્દ્રિય વશ રાખી નહિ સેવા કરી,
આપરૂપનું મેં ધરિયું નહિ ધ્યાનજો;
વિદ્યા શીખી વાદ કર્યા જય જીતવા,
પણ પ્રેમે નહિ કરિયું તમગુણ ગાનજો. ૩૬

હવે હકારૂં આવે નહિ યમરાજનું,
એમ થશે તો જશે તમારી લાજજો;
દીન હીન મતિ અનુચરને કો ઓળખે,
અજય વિજયનું પાત્ર બને છે રાજજો. ૩૭

જો કહેશો કે શુદ્ધ ધર્મ તુજમાં નથી,
નારદ જેવું નથી પ્રેમ ગુણગાનજો;
આગ્રહિ ભક્ત નથી પ્રહ્લાદ સમાન તું,
નથી વ્યાસશુક જેવાં ભક્તિજ્ઞાનજો. ૩૮

એમ કહી પ્રભુજી મુજને ન ઉડાવશો,
એક કહું હું કર જોડીને વાતજો;
હું ન અજામિલથી હલકો જરા,
તેથી મારા શતગુણ ધર્મવિખ્યાતજો. ૩૯

મેં તો તેથી પાપ હજાર ગણાં કર્યાં,
તે પદવી મુજ આપો કાં નહિ તોયજો;
અલ્પ દુષ્ટ તાર્યાં તેમાં બળ શું કર્યું,
મુજ સરખો નહિ પાપી મળિયો હોયજો. ૪૦

પ્રભુ કેહેશો કે વેદશાસ્ત્ર શીખી તરો,
ઘણાં શાસ્ત્રને દૂરથકીજ પ્રણામજો;
ખંડન મંડન કરી એ એક બીજાતણું,
તરત બગાડે શ્રોતાજનનું કામજો. ૪૧

આપ વદન આચાર્યથકી મેં તો સુણ્યું,
તરવા સાધન પરમ મંત્ર તમ નામજો;
હાસ્ય કરી વા દમ્ભ ધરી ઉચ્ચારતાં,
દોષ હરીને પૂરે સહુ મન કામજો; ૪૨

હું દમ્ભી ગંભીર ઘણો તોયે હવે,
નિજચરણાશ્રિતશરણાગતની લાજજો;
આણીને જાણીને શ્રીગુરુનો મને,
કરવું પડશે પ્રભુ મારૂં પણ કાજજો. ૪૩

તારો તરત તમારો જાણીને હવે,
સારો કે વણ પ્યારો પણ હું દાસજો;
આપ ભજન ન કર્યું નહિ બીજાને ભજ્યા,
સ્વામીગર્વથી સર્વ દેવને ખાસજો. ૪૩

હોય વિલંબે ઇચ્છા જો ફળદાનની,
તોપણ રાખો મને સદા પદ પાસજો;
તે પદ પાસ જઇ પાછું ન ફરીશ હું,
દૂત મોકલ્યો આહીં કરવા વાસજો." ૪૫

આટલું બોલી અધિક કશું નહી બોલવું,
તે જાણે છે સઘળું પ્રભુ સ્વતંત્રજો;
ચરણરેણુમાં રેણુ બની રહેજે સદા,
પદમાં વળગી હૃદય! એજ પર મંત્રજો. ૪૬

મારૂં કારજ સારજ પાર ઉતારજે,
ભક્તિ ધારજે ધરી ગુરુપદ આધારજો;
કુમતિ મારજે દોષ વારજે દૂરથી,
ગોવર્ધન પ્રભુ ભજને વારંવારજો. ૪૭

સંપૂર્ણ.



# मुद्रितपुस्तकानि ।

| | | किंमत. रु. | |
|---|---|---|---|
| १ | सेवाफलम् । द्वादशविवरणसमेतम् ... ... | १- | |
| २ | निरोधलक्षणम् । षड्विवरणसमेतम् । ... ... | १- | |
| ३ | संन्यासनिर्णयः । अष्टविवरणसमेतः । ... ... | १- | |
| ४ | जलभेदः । चतुर्विवरणसमेतः ।<br>पञ्चपद्यानि । विवरणद्वयसमेतानि ।<br>सेवाफलम् । विवरणत्रयम् । | १- | |
| ५ | श्रीपुरुषोत्तमनामसहस्रम् । नामचन्द्रिकायुतम् । | ०- | |
| ६ | तैत्तिरीयोपनिषद्भाष्यम् । जयगोपालभट्टकृतम् । | १- | |
| ७ | शृंगाररसमण्डनम् । श्रीविट्ठलेश्वरप्रकटितम् । ... | २- | ८ |
| ८ | श्रीमधुराष्टकम् । षड्विवरणसमेतम् । | अमूल्यम् | |
| ९ | प्रेमामृतम् । श्रीविट्ठलेश्वरकृतविवृतिसमेतम् ।<br>परिवृढाष्टकम् । श्रीगोपेश्वरकृतटीकासमेतम् । | ०- | ८ |
| १० | वेदान्ताधिकरणमाला । श्रीमत्पुरुषोत्तमप्रणीता । | १- | ० |
| ११ | भक्तिवर्धिनी । चतुर्दश टीकासमेता । ... | २- | ० |
| १२ | त्रिविधनामावली । टीकासमेता । ... ... | १- | ४ |
| १३ | श्रीमती टिप्पणी । श्रीमद्विट्ठलेश्वरप्रणीता । ... | २- | ० |
| १४ | रासपञ्चाध्यायीप्रकाशः । ... ... ... | १- | ० |
| १५ | सिद्धान्तमुक्तावली । ... ... ... | १- | |
| 11 | Discuss how far S'ankaracharya truly represents the view of the author of the Brahma-Sûtras. ( Zala Vedanta prize Essay ). ... ... ... ... | 1- | |

प्रापणस्थानम्—

१. चुनीलाल बुकसेलर, बडामंदिर, भूलेश्वर, मुंबई.
२. नडीयाद पुष्टिमार्गीय पुस्तकालयः, नडीयाद.
३. पंडित मुख्याजी गोकुलदासजी,
श्रीविट्ठलनाथ पाठशाला, कोटा, राजपुताना.
४. पंडित गट्टूलालाजीनी पाठशाला, केथिड्रल स्ट्रीट, भूलेश्वर, मुंब